

# જગદ્‌ગુરૂ

યાને

# પયગંબર.

[ પ્રોફેસર પેશોતન ટી. પાવરી ની *The Coming World Teacher* ઉપરથી ]

તરજુમો કરનાર,

**હોમાય દા. તાતા.**

સુરત.

ગુજરાત સ્ટેન્ડર્ડ પ્રેસ.

૧૯૨૫

# ખોલાસો.

હાલમાં થોડાંક વર્ષો થયાં દુન્યામાં એક પછી એક આફતો આવતીજ જાય છે. ધરતીકંપો, લડાઈ, મરકી, દુકાળ, દલિદ્રના વગેરે આપણે આ ખાકી દુન્યામાં વધમાં જતાં જોઈએ છીએ; એવા સમયમાં દુન્યાનું તારણુ કરવા, માણુસ જાતને મીનોઈ જ્ઞાનનાં માર્ગ ઉપર આગળ વધારવા એક મહાન પયગંબર જરૂરજ પધારશે એવું માનવાને આપણુને કારણુ મળે છે. આવા વખતમાં પ્રો. પેશોતન પાવરીની *The Coming World Teacher* નામની ચોપડી આવાં યકીનને મજબુત કરવાને અતી ઘણી કિંમતી થઈ પડી છે, અને એ કિંમતી પુસ્તક મારા જોવામાં આવતાંજ તેનો ગુજરાતી તરજુમો કરવાને મને કુદરતી ઉલટ થઇ, અને તે માટે કર્તાની રજા પુછાવેતાં તેવણે ઘણી ખુશીથી તે આપી, જે માટે આ તકે એમનું હું અહેસાન માનુ છું, અને મારી કોશેશમાં જો કાંઇ ખામી કે ભુલચુક માલમ પડે તો તે માટે દરગુજર ચાહું છું.

આ ચોપડી વાંચવાથી જો થોડાક પણ જણો તે મહાન સાહેબની પધરામણી માટેનું મજબુત યકીન ધરાવતા થશે તો આ ચોપડી લખવાની નેમ બર આવેલી ગણાશે.

નવસારી.
તા. ૨૫ મી મે ૧૯૨૫

હોમાય દા. તાતા.

# પ્રસ્તાવના.

હું પ્રોફેસર પાવરીની આ ઉત્તમ ચોપડીની પ્રસ્તાવના ખુશીથી લખું છું. આ આખી દુન્યાના હજારો લોકો એક મહાન જગદગુરૂની નજદીક આવતી પધરામણી માટે યકીન ધરાવે છે, અને આ માન્યતાની હસ્તી ખાસ કરીને કેળવાયલા વર્ગમાં સાધારણ થઈ પડી છે. તેટલા માટે આ માન્યતાની હકીકતો સાથે જોડાયલા સવાલો અને ટીકાનો સંગ્રહ કરીને તેના જવાબો આપવાનું કામ જ્યારે પોતાની બીન સ્વાર્થી અને જાતી ભોગ આપનારી સેવાથી ખુશાલી ભરી રીતે પોતાનું યકીન સાબેત કરી આપનારને હાથે થાય ત્યારે તે ખચીતજ ઉપયોગી ગણાવું જોઈએ.

પ્રોફેસર પાવરી પોતાની ચોપડીને માટે એવો દાવો તો કરશે નહી કે તેમના આપેલા જવાબો કોઇપણ રીતે સત્તાધારી છે, અથવા તે **પૂર્વના તારાનું મંડળ** કે તેના આગેવાન અમલદારો કે સભાસદોના સત્તાવાર વિચારો રજુ કરે છે. તેથી ઉલટું આટલું તો ખુલ્લી રીતે આપણાથી જણાવી શકાય કે એક મહાન જગદગુરૂની આમદ વીષેનું યકીન એ પ્રત્યેક માણસનું અંગત મત હોઈ શકે, અને તે દરેક માણસની પોતાની વૃદ્ધીથીજ ખીલી શકે. આવી દ્રષ્ટિને આગળ પાડવાને જો કે ચોક્કસ સુચનાઓ ઉપયોગી થઈ પડે છતાં આ પુસ્તકમાં જુદા જુદા સવાલોના જે જવાબો આપ્યા છે તે માત્ર દ્રષ્ટિસુચક છે એમ કહેવું વાજબી ગણાશે. એ જવાબો પ્રોફેસર પાવરીને વાજબી લાગ્યા અને બનવા જોગ છે કે બીજા ઘણાઓને પણ વાજબી લાગે. ઘણા વાંચનારાઓ એ જવાબોથી જુદા પડે અથવા તેઓને તે સંપૂર્ણ નહી લાગે. તેઓ કદાચ કમઅંદેશપણાથી એમ પણ કહે કે "આ જવાબોથી મને સંતોષ મળતો નથી, તેટલા માટે એ માન્યતા ખરી નથી." પણ જો આ જવાબો તેમને સંતોષકારક ન લાગે તો તેઓ એમ કહી શકે કે "આ જવાબો મારે માટે સંપૂર્ણ નથી, પણ એ યકીનની બળવાન અસરથી બીજા માણસો જેઓની જીંદગી તદન ફેરવાઈ ગઈ તેઓને આ જવાબોથી સંતોષ મળ્યો છે, ત્યારે જો એ માન્યતા ખરી હોય તો મારે પણ તેમાં ભાગ લેવો જોઇએ. તેમ કરવા માટે મને સંતોષ આપે એવા જવાબો અથવા મારે માટે સંતોષકારક દ્રષ્ટિનો માર્ગ શોધી કાઢવાની મારે કોશેશ કરવી જોઇએ."

જો એ યકીન ખરૂં હોય—અને તવારીખ આપણને જણાવે છે કે અગાઉ ઘણીકવાર મહાન પયગંબરો દુન્યામાં આવી ગયા છે, તેટલા માટે આ યકીન કેટલીક વાર ખરૂં હોય છે, અને તેટલા માટે આ કે બીજા કોઈ ખાસ વખતે એ યકીનની સચાઈની વિરૂદ્ધ ગમે તેવું તકરારી અસંભવીતપણું જણાતું હોય તો પણ તે આજે ખરૂં હોવું જોઇએ. અને જો તેમ હોય તો આપણે તે માનવું જોઇએ. પણ યકીન કાંઈ જબરીથી ઠસાવી શકાતું નથી. તે માત્ર ધીમે ધીમે અનુભવથી ખીલે છે. આટલા માટે યકીન રાખવા માટે અત્યાર અગાઉ મેળવેલા અનુભવને આપણે સચેત કરવો જોઇએ, કે જે કદાચ યકીન તરીકે પ્રગટ થવા માટે સચેત કરવાની કોશેશની રાહ જોતો હોય; અથવા તો એ યકીનના ઉંબર ઉપર જઈ સુગવા જેટલો વધારાનો અનુભવ બને તેટલો જલદીથી મેળવવાની આપણે કોશેશ કરવી જોઇએ. તેમ કરવાના બે રસ્તા છે. પહેલો આ કે જેઓ આ હકીકત માનતા હોય અને જે સચાઈ આપણી પાસે નથી તે જેઓ ધરાવતા હોય તેઓના વીચાર પ્રવાહ સાથે આપણે ભેળાવું જોઇએ. આ રીતે આપણે જીંદગીને લગતી એક તદન નવી વૃત્તીના સમાગમમાં આવ્યે છીએ, કે જે વૃત્તિ ધીમે ધીમે વધતી જઈ આખરે આપણી જીંદગી સાથે જોડાઈ જાય છે. બીજો માર્ગ આ છે કે પૂર્વના જમાનાઓમાં જે સંજોગો હેઠળ મહાન પયગંબરો આવી ગયા હતા, તેનો આપણે અભ્યાસ કર્યે અને હાલના સંજોગો સાથે તેનો મુકાબલો કર્યે તો વિવેક બુદ્ધિથી આપણે એવાં અનુમાન ઉપર આવી શકીએ કે એક મહાન પયગંબરના આવવા અગાઉ જે જાતના સંજોગો આ દુન્યામાં હસ્તી ધરાવતા હોવા જોઇએ તેવાજ સંજોગો આજે પણ મોજુદ છે. આવા એક પયગંબર ગમે તે નામે ઓળખાય તોપણ તેમના પ્રગટ થવાનો સંભવ એકવાર નકકી થયા પછી આપણે ધીમે ધીમે સમજી શકીશું કે આવા એક મહાન નર સાથે હમકાર થવું એ ખરેખરજ એક અજબ જેવો હક ગણાય, અને તેટલા માટે વચેના વખતમાં પવિત્રાઇ અને સેવાની જીંદગીથી તેમના હમકાર થવાની તૈયારી કરવી એ બહુ જરૂરનું છે. આપણે સમજી શકીશું કે જો આપણી જીંદગીમાં એક પયગંબર દેખાવ ન દે તોપણ મોડે કે વહેલે ખચિતજ એકથી વધુ પયગંબરો હજી પછી આવશેજ અને તેટલા માટે પવિત્રાઈ અને સેવાની જીંદગી જયારે તે નામવર પધારે ત્યારે તેઓને માટે તૈયાર રહેવાને આપણને

વધુ મદદ કરશે, એટલુંજ નહિ પણ કોઈબી રીતે પયગંબરો આવે કે નહિ આવે તોપણ છેવટે તો આવી જાતની જીંદગી ખરેખર ગુજારવા લાયક ગણાય અને એ જાતની જીંદગીમાંથીજ શાંતી અને સુખ નરપા થાય. આટલા માટે ગમે તે થાય તોપણ આપણુને તો ફાયદોજ થાય પણ આ હકીકત બનવા જોગ છે એવું દેખાડનાર મજબુત પુરાવો આપણને એ મળે છે કે આજની દુન્યામાં હસ્તી ધરાવતા સઘળા ધર્મો, સઘળી કોમો અને સઘળી પ્રજાઓનાં મરદો, ઓરતો, છોકરાઓ અને છોકરીઓ એક મહાન પયગંબરની નજદીક આવતી પધરામણીની સામાન્ય માન્યતા ધરાવે છે, કે જે માન્યતા સ્વાર્થી નથી, પણ જે પ્રગટ કરતાં માણસો સેવા અને જાતીભોગ આપવાને દોરવાય છે. ત્યારે જે યકીન શુધ્ધ જીંદગી, વહેવારૂ ભાઈબંધી અને માત્ર સેવામાંજ સાચું સુખ સમાએલું હોવાનો સ્વિકાર દર્શાવવા તરફ આપણુને દોરવે તેમાં ખચિતજ સચાઈ સમાયલી હોવી જોઈએ. હું એમ કહેવા માંગતોજ નથી કે દરેક માણસ કે જે એક જગદગુરૂના આવવા માટે યકીન ધરાવતા હોય તે શુદ્ધ જીંદગી દોરવે છે, સંપુર્ણ ભાઈબંધીના જુસ્સાથી વર્તે છે, અથવા સંપૂર્ણ સેવા બજાવે છે. એથી ઉલટું આત્માની વલણ ગમે તેવી હોય છતાં શરીર કદાચ નબળું રહે, પણ આત્માની વલણ વધારે મજબુત થતી જાય અને ધીમે ધીમે શરીર પણ તેની સાથે બળવાન થાય. અને આ જાતની માન્યતામાંથી હંમેશાં આપણા ખ્યાલમાં નહિ આવી શકે એવી શાંન્તી ઉત્પન્ન થાય છે. અને જો કે તે સાહેબની આમદ જેટલી માનવામાં આવે છે અને જેટલી આતુરતાથી વકા રાખવામાં આવે છે તેટલી નજદીક ન હોય તોપણ તે શાંતીમાં કશી ખલલ થશે નહિ. તે નામવર પોતાના વખતે આવશે પણ તેઓ જરૂરજ આવશે.

આટલા માટે યાહુદીઓ, ખ્રીસ્તીઓ, મુસલમાનો, બુધ્ધિસ્ટો, પારસીઓ, જૈનો, હીંદુઓ, તેમજ જેઓની ઉંડી સચાઈઓ કોઈપણ જાતના ધર્મો કે પંથ મારફતે જાહેર થતી ન હોય તે સઘળાઓને, જુવાન તેમજ બુઢ્ઢાઓને

પ્રોફેસર પાવર્રીની ચોપડી વાંચવાની હું ભલામણ કરૂં છું. ખોદાને પહોંચવાના આ દરેક માર્ગ ઉપરનાં ઘણાકોને મનથી એક મહાન પયગંબરના આવવા વીષેનું યકીન એક મોટા કીમીયા જેવી શકિત છે, કે જે તેઓની જીંદગીને ફેરવી નાંખે છે, અને સારા નસીબે તેઓની શકિતને અજબ જેવી ખુબસુરતી અને અતી ઘણું ખેંચાણના માર્ગમાં દોરવે છે.

બનવાજોગ છે કે માણસ જાતનો મોટા ભાગ જેમ વારંવાર બને છે તેમ એક મહાન પયગંબરના આવવા વિષેનો પેગામ સાંભળવા છતાં તે ઉપર ધ્યાન આપશે નહિ, અને તે નામવર જયારે પધારે ત્યારે તેમને પીછાણી શકશે નહિ. કેટલાકો એવા પણ હશે કે જેઓ તેમને તુચ્છકારશે અને તેમનો તીરસ્કાર કરશે. આ પુસ્તક તે નામવરના આવવા વિષેનું યકીન ફેલાવવા માટે લખાયલું છે, જેથી તેમને આવકાર આપવાને ઘણાકો તૈયાર થાય, ઘણાકો તે સાહેબ આવે ત્યારે તેમનું સાંભળે, અને થોડાકને તે તુચ્છકારની લાગણીમાંથી પાછા ફરવાનું સુઝ પડે, કે જે તુચ્છકાર આપણી આ દુન્યામાં સઘળાં મોટા માણસોની પુંઠ પકડી રહ્યો છે, અને જે આગંદે તુચ્છકાર કરનારનેજ નુકસાનકારક થઇ પડે છે.

આ ચોપડીમાંના શબ્દો, દલીલો કે લખાણની ઢબ કરતાં જે યકીન ઉપરથી તે સઘળું રચાયલું છે તે વિષે વધારે વિચાર કરવાને હું સઘળા વાંચનારાઓને અરજ કરૂં છું. શબ્દો, દલીલો કે લખાણની ઢબ અસંતોષકારક જણાય, બલ્કે તેની સામે વિરૂદ્ધતા પણ ઉભી થાય, પણ તેમાંની માન્યતા એટલી સુંદર, એટલી નીર્દોષ અને ભાઇબંધી અને ભલી લાગણીને માટે એટલી બળવાન છે કે તે ગ્રહણ કરવી ખરેખર કિંમતી થઇ પડે. તે માન્યતાને આપણે ગમે તે શબ્દોમાં રજુ કરી શકીએ. લખાણની ઢબ આપણને પસંદ ન આવે તો તેથી તેમાં સમાયલી માન્યતાને તરછોડવાની જરૂર નથી. આ ચોપડીમાંની લખાણની ઢબ ભલે તો બાજુએ રાખો પણ તેની અંદરની જમાનાની જુની માન્યતા કે જે આગલા જમાનામાં સાચી પુરવાર થઈ છે અને જે આજે પણ હઝારોને શાંતી, સુખ અને ભલાં કામો માટેની શકિત આપે છે તે ઉપર આપણે મનન કરવું જોઇએ.

ઇડાર:
તા. ૧ લી ઓગષ્ટ ૧૯૨૨ } જ્યોર્જ એસ. એરન્ડેલ.



# જગદ્‌ગુરૂ યાને પયગંબર.

[પ્રોફેસર પેશોતન ટી૦ પાવરીની *The Coming World Teacher* ઉપરથી.]

તરજુમો કરનાર—**Phoenix.**

"ખોદાના શબ્દો, તે ખાલેકનું નામું તથા તે સાહેબે ઠેરવેલા ફરેશ્તાઓ અને તેના મોકલાવેલા પેગમ્બરો વિષે સમજવું જોઇએ."—**દસાતીર.**

---

**સવાલ—જગદ્‌ગુરૂ એટલે શું ?**

**જવાબ**—આ બાબદ સમજવા માટે આપણી દુન્યાનાં ગેબી ફરેશ્તાઓનાં મંડળનો કાંઇક ખ્યાલ લેવાની જરૂર છે, કે જે મંડળની તરફથી જગદ્‌ગુરૂને મોકલવામાં આવે છે.

જીંદગી વિષેનું ખાકી વિદ્યાને લગતું અનુમાન દુન્યાને એક ગંજાવર સાંચા તરીકે ગણે છે, કે જેમાં કુદરતની હોશ વગરની શકિતઓ એક સાંચાની માફક પ્રગટીકરણનું કામ કરતી રહે છે. તેથી ઉલટું મીનોઇ વિદ્યાને લગતું અનુમાન દુન્યાને એક જીવતાં શરીર* જેવું ગણે છે, અને ફરેશ્તાઓને કુદરતની શકિતઓ તરીકે કામ કરતા જણાવે છે; અને શીખવે છે કે દુન્યા કાંઇ માત્ર અકસ્માત સંજોગથી એકઠી થયલી રજકણોનો જથ્થો નથી, કે જે કશાં ભાન વગર નસીબ સંજોગે ગમે તેમ ચાલે, પણ તે આપણી ખાકી ચશ્મોથી નહિ દેખાય એવાં ઉંચા ભુવનો ઉપરથી ચલાવવામાં આવતા એક મુકરર મીનોઇ કારોબારના કાબુ હેઠળ છે,† અને સઘળા ખાકી બનાવોની પાછળ અને પેલી મેર ચઢ ઉતર તબકકાનું એક બળવાન મીનોઇ મંડળ છે, કે જેના હાથ હેઠળ આ મીનોઇ મંડળના ફરેશ્તાઓ સઘળાં પ્રગટીકરણો ચલાવે છે, § કુદરતના કાયદાઓ

---

* "મેં દુન્યાને એક શખ્સના જેવા પેદા કીધી"—**દસાતીર.**

† "નીચલી જહાન ઉપલી જહાનના હુકમ પર ચાલનાર યાને તાબે છે."—**દસાતીર.**

§ "જે ચીજો કે ચાર તત્વના મળવાથી ઉત્પન્ન થઇ છે, તેમાંની કેટલીક નાપાયદાર ચીજો છે.........તે હરેકની ઉપર એક એક ફરેશ્તો નિગેહબાન છે."—**દસાતીર.**

અમલમાં મુકે છે, અને દુન્યાના કારોબાર ઉપર દેખરેખ રાખે છે. તેઓ આપણી માણસ જાતના પાસબાન છે, અને માણસો અને દુન્યાઓના ખરા રાજકર્તા છે, અને દુન્યાઇ રાજાઓ, શિક્ષકો અને રાહબરો માત્ર તેઓના ઓળા કે ચિન્હ જેવા છે.

બીજાં કોઇપણ રાજયની માફક આ ગેબી મીનોઈ રાજ કારોબારગ પણ વડો હોય છે, અને તે માત્ર માણસ જાત ઉપરજ નહિ પણ આ દુન્યાના દેખીતા અને અનદીઠ સઘળા વર્ગો—ખણીજ, વનસ્પતિ, પ્રાણી અને મનુષ્ય વર્ગ તેમજ અનાસરોને લગતા અને કુદરતની બીજી રૂહાની શકિતઓના અને ફરેસ્તાઓના મહાન અને દબદબાભર્યા વર્ગો પર હકુમત ચલાવે છે. ‡ આ ગેબી મીનોઇ હાકેમ જે આપણી દુન્યા ઉપર હકુમત ચલાવે છે તેના હાથ હેઠળનાં ફરેસ્તાઇ મંડળનાં કામને જુદા જુદા ભાગોમાં વહેંચી નાંખવામાં આવ્યું છે અને તે દરેક ભાગને માટે એક સરદાર હોય છે. પણ માણસ જાતની જીંદગીનાં સંબંધમાં આ ફરેસ્તાઇ મંડળને જે કામ ઘણું જાણવાજોગ માલમ પડે છે તે ઈન્સાન જાત ઉપરની હકુમત અને તાલીમમાં સમાઇ જાય છે.

હકુમતને લગતા અમલ કરનારા ફરેસ્તાઓનો વર્ગ દુન્યાનાં જાહેર પ્રગટીકરણ ઉપર દેખરેખ રાખે છે; દુન્યાંની સપાટીમાં ફેરફાર કરે છે; નવાં ખંડો ઉત્પન્ન કરે છે, અને જુનાઓનો નાશ કરે છે; પ્રજાઓની સરજત પોતાના કાબુમાં રાખે છે; માણસોની જુદી જુદી ઓલાદનાં રંગરૂપ અને તેઓના માર્ગ મુકરર કરે છે—અને દરેક ઓલાદ પોતાના ખાસ ગુણોને ખીલવીને ઇન્સાન જાતની છેવટની સંપૂર્ણતાને ધીમે ધીમે પોતાનો હિસ્સો પુરો પાડે છે. આપણી દુન્યાનો સાહેબ તે ફરેસ્તાઇ મંડળનો સૌથી વડો તેમજ હકુમત ચલાવનારા વર્ગમાં પણ વડો ગણાય છે. આ મહાન સરદાર અને તેના ત્રણ મદદનીશો મળીને—આ બળવાન

‡ દસાતીરમાં "મેહઆબાદનામાં" ની વરશીમ ૫ મી માં હવા, ધુમસ બરફ, વરસાદ, ગગડાટ, વીજળી, ખણીજ, વનસ્પતિ, જાનવરો, માણસો વગેરે તમામ પેદાયશ ઉપર એકેક ફરેશ્તો હોવાનુ જણાવવામાં આવ્યું છે. વળી "પહેલા આસાનનાં નામાં"માં જણાવે છે કે "દરેક ભાત યાને તરેહપર પાલણ કરનાર ફરેશ્તો છે." જરથોશ્તી ત્રીસે રોજનાં નામોને લગતા ફરેશ્તાઓ દુન્યાની તમામ પેદાયશો ઉપર મવક્કલ છે, અને દસાતીરમાં જણાવ્યું છે તેમ સઘળી જાનદાર અને દેખીતી જાન વગરની ચીજો જુદા જુદા ફરેશ્તાઓને તાબે છે.

ચારની—હકુમત હેઠળ, હકુમત ચલાવનારા ફરેસ્તાઓના એક એલચી તરીકે એક ખાસ ઓલાદ ઉભી કરવા માટે તે બળવાન હસ્તી મોજુદ છે, કે જેના ઉપરથી આપણને મનુષ્ય તરીકેનું નામ મળેલું છે. તે **મનુ** યાને મૂળ માણસ છે, અને દરેક ઓલાદ જે ધીમે ધીમે રચાતી જાય છે તેનો તે મૂળ નમુનો છે. તે દરેક ઓલાદનો સંપુર્ણ માણસ છે, અને પોતામાં સમાયલી તમામ ખાસ્યતો તે ઓલાદમાં ધીમે ધીમે ખીલવે છે, અને જેમ માણસ શબ્દનો અર્થ વિચારનાર, તર્ક કરનાર થાય છે, તેમ મૂળ મનુષ્યનુ આ નામ **મનુ** પ્રજાનાં કાયદા બાંધનાર, હકુમત કરનાર તરીકે ગણાય છે.

ફરેસ્તાઓના બીજા વર્ગ યાને ધર્મ અને કેળવણીની તાલીમ આપનાર વર્ગના વડા તરીકે તે છે કે જેને આપણે સઘળા ધર્મ સ્થાપનાર, દરેક પેગંબરને બશારત આપનાર, મીનોઇ પ્રગટીકરણના રાહબર, ઉસ્તાદોના ઉસ્તાદ, ગુરૂઓના વર્ગના સરદાર, ફરેસ્તાઓ અને ઇન્સાનના સર્વોતમ ગુરૂ—**જગદ્‌ગુરૂ** તરીકે ઓળખીએ છીએ. હીંદુઓ તેને **જગદ્‌ગુરૂ** તરીકે અને બુદ્ધિસ્ટો-બોધિસત્વ—( ડાહપણનો અર્ક ) તરીકે ઓળખે છે. જેમ ઓલાદો માણસ જાતની છેવટની સંપૂર્ણતા તરફ વધતી જાય છે, તેમ ધર્મ પણ એક પછી એક મીનોઈ પ્રગટીકરણમાં જોઇતા મહાન ગુણોને ખીલવવા માટે રચવામાં આવે છે, અને આખરે જાહેર અને બાતેન કમાલ્યત ઇન્સાન જાત માટેનાં ખોદાઇ યોજના ઘડનારના બનાવેલા ગંજાવર મેહમારને સંપૂર્ણતાએ લાવશે.

આ રીતે **મનુ** અને **જગદ્‌ગુરૂ** તવારીખનાં રોહમાં સાથે સાથેજ ઉતરતા આવે છે અને દરેક ફરેસ્તાઇ મંડળનાં હકુમત ચલાવનાર અને તાલીમ આપનાર પ્રતીનીધી તરીકે પોતાનું કામ કર્યા જાય છે.

**સવાલ—જગદ્‌ગુરૂનું કામ કયા પ્રકારનું છે ?**

**જવાબ—જગદ્‌ગુરૂ** આપણી જેહાંનમાં ધાર્મીક આબાદીની પાછળ દેખરેખ રાખવાનું, અને દુન્યાને પ્રગટીકરણનાં ધોરણ ઉપર શિક્ષણ આપવાનુ કામ માથે લે છે. તેવણ ઇન્સાન જાતની ગેબી સરજત ઉપર દેખરેખ રાખે છે, અને દુન્યાના જુદા જુદા ધર્મોની રાહબરી કરે છે, તેઓને આશિષ આપે છે, અને તેઓની પરવરશી કરે છે, કે જેઓની મુળ યોજના ઘડનાર તેવણ પોતે હતા. તેવણ કોઇપણ ચોકકસ ધર્મના એક રાહબર અથવા પાસબાન તરીકે પોતાનાં મદદગારોમાંનાં એકને

મુકરર કરે છે, જ્યારે પોતે તે જમાનાના સઘળા ધર્મો ઉપર સદા પોતાના આશિષ રેડતા રહે છે, અને આપણી આ દુન્યામાં પુરાણા પેગામને નવા રૂપમાં જાહેર કરવાને, મીનોઇ જીંદગીની ખુશનુમાં રાગણીનો નવો સુર વગાડવાને, નવા ધર્મની બશારત આપવાને દરેક જમાનામાં તેઓ પોતે પ્રગટ થાય છે.

એકજ જાતનું ધામીક શીક્ષણ આખી દુન્યાને આપી શકાતું નથી, તેટલા માટે જગદ્‌ગુરૂ આપણી આ જહાંનમાં જુદા જુદા ધર્મો સ્થાપી પોતાની મકતબમાં જુદી જુદી પ્રજાઓ માટે વર્ગો ઉભા કરી તેઓની લાયકાત મુજબ તાલીમ આપે છે. આ પ્રમાણે સઘળા મહાન ધર્મો એકજ મૂળમાંથી પ્રગટ થાય છે, અને તે માટેની જોખમદારી જગદ્‌ગુરૂને સર રહે છે, કે જે સઘળા ધર્મોના સ્થાપનાર તેવણ પોતે હતા. ખરેખર તો આપણી દુન્યાના આ મહાન ધર્મો જાવેદાનની એકજ સચાઇની સઘળી હકીકતો છે, જો કે વખતના વહેવા સાથ તેના મુરીદોએ તેઓની અસલ્યાતમાંથી તેઓને બગાડી તેમજ ચુંથી નાંખ્યા છે. સઘળા ધર્મોની મૂળ નેમ ઇન્સાન જાતનાં પ્રગટીકરણને ઝડપથી આગળ વધારવાની છે; તેઓ ઇન્સાનની નીતિ રીતી તેમજ મનશકિતને ખીલવવાની અને મીનોઇ ખાસ્યતને પ્રગટ થવામાં મદદ કરવાની નેમ ધરાવે છે.

**સવાલ**—ઇન્સાનજાતનું પ્રગટીકરણ એટલે શું ? અને તેનો તરીકો શું છે !

**જવાબ**—પ્રગટીકરણની મતલબ ઘણું કરીને હલકાં સ્વરૂપમાંથી ઉંચા દરજ્જાના સ્વરૂપમાં પ્રગટ થવું એમ દેખાડે છે, હરબર્ટ સ્પેન્સરનાં મત પ્રમાણે "એક જાતની ચીજનું અનેક જુદી જુદી જાતની ચીજોમાં ફેરવાવું અથવા સાદા આકારોનું ગુંચવણભર્યા આકારમાં ફેરવાવું તે પ્રગટીકરણ છે." ડારવીનનું મત એવું છે કે તમામ કુદરત પ્રગટીકરણની સ્થિતીમાં છે, અને જેવી રીતે એક કળીનું ફુલ બને છે, અને ફુલનું ફળ બને છે, તેવીજ રીતે સાદાં રૂપો વધુ ગુંચવાવનારા આકાર પકડે છે, અને હલકાં સ્વરૂપોને ઉંચા દરજ્જાનાં સ્વરૂપોમાં લઇ જવામાં આવે છે. પણ પ્રગટીકરણનો નિયમ ડારવીનથી જાહેર થવા માટે ખોટી થયો ન હતો. તેની અગાઉ તે જાહેર થઇ ચુકયો હતો.

એક ફારસી સુફીનું મત કે જેમાં ધર્મ અને સાયન્સનાં સિધ્ધાંતો સમાઇ જાય છે, તે આ છે કે,—

"પરવરદેગાર ખનીજમાં ઉંઘની હાલતમાં છે, વનસ્પતીમાં ખાબની હાલતમાં આવે છે, પ્રાણીઓમાં હોશની હાલતમાં આવે છે, અને ઇન્સાના

જાતમાં જાતી—હોશની સ્થિતીમાં બેદાર થાય છે, અને જ્યારે ઈન્સાન સંપૂર્ણ તાની હદે પુગે છે ત્યારે તે મૂળ મીનોઇ હોશમાં જાગૃત થાય છે."

આવી રીતે પ્રગટીકરણ ફક્ત સ્વરૂપોનુંજ નહિ પણ જીંદગીનું પણ થાય છે. ખરેખર રીતે તો પ્રગટીકરણ આકારોનું નહિ પણ પહેલાં જીંદગીનુંજ થાય છે. જોકે આકારો પણ વધુ આગળ વધતી જીંદગી માટે યોગ્ય સાધન થવા વધારે સારાં રૂપો લે છે, અને ખીલે છે. સઘળાં પ્રગટીકરણમાં ખાસ કરીને એક આગળ વધતી જતી જીંદગી એક રૂપ-માંથી બીજાં રૂપમાં પસાર થાય છે અને એવા આકારો મારફતે પોતાને જે અનુભવ મળે છે તે એકઠો કરે છે અને છેવટ જીંદગીનાં તે અસલ મૂળ—ખોદાની સંપૂર્ણ સુરતમાં મળી જાય છે.

આપણી આ દુન્યા ન કલ્પી શકાય તેટલી પુરાણી છે, કે જે માટેનો સ્વિકાર હાલની વિદ્યાએ પણ કીધો છે, અને દુન્યામાં ઇન્સાનની હસ્તી લાખો વરસ થયાંની જારી * છે. જો ઇન્સાનનાં બદનો વધુ સારાં રૂપ પકડતાં ગયાં હોય તો તેનું કારણ આજ છે કે રવાનો જેમ જેમ વધુ સારા તબક્કા પર આવતાં ગયાં તેમ તેમ તેઓને જાહેર થવા માટે વધુ સારાં સાધનની જરૂર પડી. દરેક ઇન્સાન ખોદાતાલામાંથી પ્રગટ થાય છે. અને જ્યારે તે સઘળી જાતનાં સ્વરૂપોમાં હઝારો જાતના તબક્કામાંથી પસાર થાય છે અને સંપૂર્ણ રીતે દાનાવ અને મહોબતવંત બને છે, ત્યારે તેણે પોતાનું માણુસાઈ પ્રગટીકરણ પૂર્ણ કીધેલું કહેવાય છે, અને તે કે જે જગતમાં સઘળી જીંદગીઓનો ઝરો છે તેની સાથ એકસાન થઇ જાય છે.

---

* દુન્યાની હસ્તીનાં પુરાતનપણાંનો ખ્યાલ દસાતીરમાં ઘણી સારી રીતે આપવામાં આવ્યો છે. મેહઆબાદ પછી બીજા તેર પેગંબરો થઇ ગયા, તે દરમ્યાન "સો ઝાદ" વરસો એટલે ૬ ના આંકડાની આગળ ત્રેવીસ મીંડાં મુકવા જેટલી સંખ્યાનાં વર્ષો પુરાં થયલાં જણાવવામાં આવે છે. આ મેહઆ-બાદી ટોળા પછી એક મહાપ્રલય થયો; તે પછી જીઅફ્રામને પેગંબરી મળી. જીઆન ટોળીના દોરનાં એક અજબ વર્ષ પછી બીજો પ્રલય થયો; અને તે પછી શાએકલીવ પેગંબરી પર આવ્યો. શાયાંન ટોળીના દોરનાં કરોડ વર્ષ પછી યાસાન પેગંબરી પર આવ્યો; યાસાની ટોળીનાં દોરનાં નવાણું લાખ વર્ષ પછી ગેલશાહ યાને ગયોમર્દ પેગંબરી પર આવ્યો. જમાનાઓના દોરને લગતી દસાતીરની આ હકીકત સાધારણ વાંચનારાઓને "ઓરંગા" જેવી લાગશે, પણ થીઓસૉફી અને જીઑલૉજીના અભ્યાસીઓને તેમાં નવાઇ જેવું કાંઇ નથી.

" જેવી રીતે એક બાળકને તેના જન્મ માટે તૈયાર થતાં નવ માસ લાગે છે, તેવીજ રીતે એક આદમીને સંપૂર્ણતાની હદે પુગવામાં લાખો જમાનાઓ જોઈએ છે."

દરેક ધર્મનાં અંતરમાં–તેનાં દરેક વાણા–તાણામાં પ્રગટીકરણનોજ ખ્યાલ ગુંથાયલો છે. કારણ ધર્મ એ પરવરદેગારનું અથવા આત્માનું જ્ઞાન છે, અને પ્રગટીકરણની મારફતેજ આ જ્ઞાન તરફ પહોંચી શકાય છે.

" એક ઇન્સાન કયો ધર્મ પાળે છે યા તો તે કઇ ઓલાદમાંથી ઉતરી આવેલો છે તે તપાસવું જરૂરી નથી; ખરેખરી જરૂરી ચીજ તો આ જ્ઞાન છે-કે જે જ્ઞાન ઈન્સાન જાત માટેની પરવરદેગારની એક યોજનાનું જ્ઞાન છે, કારણ કે ખોદાની ખાસ એક યોજના છે અને તે યોજના તે પ્રગટીકરણ છે.

ઇન્સાન જાતની ખીલવણી ખાસ ગુણોથી ઓળખાતી એક પછી એક આવતી પ્રજાઓ અને ઉપ–પ્રજાઓ મારફતે થાય છે, કે જે ગોઠવણની ઇન્સાનની સંપૂર્ણતા માટે જરૂર છે. ઇન્સાન વારાફરતી જુદી જુદી મૂળ પ્રજામાં જન્મ લે છે, કે જેથી તેઓમાં ચોક્કસ ગુણો ખીલી નીકળે. એક પ્રજામાં કોઇ ખાસ ગુણ હોય છે કે જેથી તે પ્રજામાંનાં દરેક ઇન્સાનને નવાજે છે,—જ્યારે બીજી પ્રજામાં જુદીજ નેમ અને તે પ્રમાણેનો જુદોજ ગુણ હોય છે; અને જેવી રીતે નિશાળમાં જતાં એક બાળકને આગળ વધુ ને વધુ નવું શીખવા વર્ગો પછી વર્ગો પસાર કરવા પડે છે, તેવીજ રીતે એક ઇન્સાનને દરેક તબકકે નવાં નવાં શિક્ષણો લઇને પોતામાં ચોક્કસ ગુણો પ્રગટ કરવા માટે જુદા જુદા તબક્કામાંથી પસાર થવું પડે છે. *

" ઇન્સાન હજી તો સંપૂર્ણતાએ પહોંચવાનો છે અને તે ફ-તેહમંદ વખત આવે તે અગાઉ અને તેનું સંપૂર્ણ સ્વરૂપ તૈયાર થાય તે અગાઉ શું જમાનાઓ વહી જશે નહિ?

"હજી તો તેની આસપાસ સઘળે અંધકાર છે, પણ પ્રજાઓ આબાદીમાં આવે અને નાશ પામે તે દરમ્યાન પેગંબરી નજર તે અંધકાર વચેથી ધીમે ધીમે આગળ વધતા કોઇ નુરમંદ જીવને શોધી કાઢે છે."

**સવાલ.**—મૂળ–પ્રજા અને ઉપ–પ્રજા એટલે શું?

**જવાબ**—મૂળ પ્રજાઓ તે માણસ જાતના ગંજાવર વિભાગો છે જેવા કે લેમુરીઅન, એટલાંન્ટીયન અને આર્યન પ્રજાઓ. ઉપ–પ્રજાઓ તે મૂળ પ્રજાઓનાં વિભાગો છે, અને તે પણ માણસોના ઘણા મોટા જથાની બનેલી હોય છે. આ ઉપ–પ્રજાઓ વળી જુદી જુદી નાની પ્રજાઓ અથવા પેટા—પ્રજાઓમાં વહેચાય છે.

---

* જુઓ દસાતીર-મેહઆબાદનું નામું, વરશીમ ૧૪ મી.

એક દુન્યાની તવારીખમાં ફરી ફરીથી આવતા જમાનાના દોર યાને પેદરપે બનતા બનાવો હોય છે, કે જે મીનોઇ જેહાંનમાં બનતા બનાવોનાં આ ફાની જેહાંનમાં પડતા પડછાવા * જેવા છે, અને જે મુકરર સીલસીલાબંધ એક પછી એક બનતા રહે છે. અને જે કાંઇ બારીક હકીકત કરતાં કુદરતના નિયમોને વધારે જાહેરાત આપે છે, અને તે તવારીખના સફાઓ ઉપર નાના કે મોટાં રૂપમાં ફરી ફરીથી દેખાવ દે છે. દરેક જમાનાનો દોર એક નવી માણસ જાતની ઓલાદનાં પ્રગટીકરણ અને રચનાનો વખત ગણાય છે અને એવી દરેક નવી ઓલાદ ઇન્સાન જાતનાં સાત જુદા જુદા હોશનાં તબક્કામાંના એક તબક્કાને પોતાની ખાસ ખાસ્યત તરીકે ધરાવે છે. આ હોશનાં સાત તબક્કા આ પ્રમાણે છે. ૧ થી ૩, આ તબકકાઓમાં હૈયાતી, હવાઇ અને ખાકી પદાર્થમાં સમાય છે, અને એ ઇન્સાન જાતનાં ત્રણ ગર્ભિત (કાચા) અને જન્મના તબકકા ગણાય છે; ૪થો, જુસ્સામાંથી મનોવિકારમાં ફેરવતો તબકકો, ૫મો, મનસિક તબકકો, ૬ઠો, બુધ્ધિક તબકકો, ૭મો, આત્મિક તબકકો. આ દરેક તબકકાનો જમાનો અકેકી મૂળ પ્રજા કહેવાય છે, અને એક દુન્યાની હૈયાતી દરમ્યાન આવી સાત પ્રજાઓ થાય છે. આપણા ખાકી શરીરો ધટ અને હવાઇ એવા બે વિભાગો ધરાવે છે. પહેલી બે પ્રજાઓમાં આ બે તત્વ ખીલેલાં હતાં અને હજી ખુલ્લી રીતે ખાકી તત્વ ગ્રહણ કીધું ન હતું. ત્રીજી પ્રજામાં લગભગ વચલે તબકકે આવતાં હલકું આકાશી (એસ્ત્રલ) તત્વ અને મનસિક તત્વનાં બીજ સાથે માણસાઈ આકાર પ્રગટ થવા લાગ્યો. મનુષ્યની રચનાને લગતી વિદ્યા (એથ્નૉલૉજી) નાં પુસ્તકોમાં આપણે જે સઘળું વાંચ્યે છીએ તે માત્ર ચોથી અને પાંચમી મૂળ પ્રજા જે ઍટલાન્ટીયન અને આર્યન પ્રજાને નામે ઓળખાય છે, તેમના પ્રગટ થવાને લગતી હકીકત છે; પણ અંટલાન્ટીયન પ્રજાની અગાઉ એક બીજી પ્રજા થઇ ગઇ કે જેને લેમુરીયન નામ આપવામાં આવ્યું છે. આ ત્રીજી મુળ પ્રજાને ખાકી શરીરની ખીલવણી કરવાની હતી. તેની પછી આવનારી ઍટલાન્ટીયન પ્રજાને આકાશી અથવા મનોવિકારને લગતાં

* "જે કાંઇ જમીનપર છે, તે સૌ આકાશી ચીજોના પડછાયા અને આકારો છે."—મુક્તાતીર

શરીરની ખીલવણી કરવાની હતી. મહાન આર્યન પ્રજા કે જેમાં હિંદુસ્તાન, અમેરિકા અને યુરોપની વસ્તીનો મોટો ભાગ સમાઇ જાય છે, તેને ખાસ કરી મનસિક શરીર જેને આપણે મન કહીએ છીએ તે ખીલવવાનું છે.

એક મુળ પ્રજા આવી રીતે એક મોટા નમુના જેવી છે, કે જે નમુના પ્રમાણે દુન્યાનાં આગેવાન લોકોનું પ્રગટીકરણ થાય છે. દરેક મૂળ પ્રજામાં સાત વિભાગો અથવા ઉપ-પ્રજાઓ હોય છે, કે જે દરેક ઉપ-પ્રજા, સઘળી મૂળ પ્રજાઓમાં સંપૂર્ણ રીતે ખીલનારી ખાસ ખાસ્યતો અધુરા કે અપૂર્ણ આકારમાં ધરાવે છે. માણુસ જાતનાં પ્રગટીકરણની છેવટની નેમ સંપૂર્ણ માણુસ બનાવવાની હોવાથી તે પ્રગટીકરણ આવી રીતે નિયમસર ચાલે છે. એક ઓલાદ કેટલાક ખાસ ગુણોનાં બી ધરાવે છે, જ્યારે એક પેટા—ઓલાદ આ ખાસ્યતોમાંની એકને બીજીઓ કરતાં વધારે સારી રીતે ખીલવે છે, કે જેમ કરવું તે કામને માટે જુદા પાડેલા માણુસને માટે જરૂરતું છે. આવી રીતે સઘળી મૂળ પ્રજાઓ અને ઉપ—પ્રજાઓની જરૂર રહે છે અને આપણી દુન્યા પર પ્રગટ થવાની છેવટની સંપૂર્ણ ઇન્સાન જાતમાં આ દરેક પ્રજાની મુકરર થયલી જગ્યા છે.

આ મહાન ઓલાદોમાંની દરેક ઓલાદ આપણી દુન્યામાં લાખો વરસો સુધી દોર ધરાવે છે, પણ એકની હસ્તી ખતમ થાય તે અગાઉ બીજી ઓલાદ પ્રગટ થવા માંડે તેટલી હદે તેઓ સાથે હસ્તી ધરાવે છે, અને તેથી જો કે આપણી બહોળી દુન્યામાં લગભગ આર્યન પ્રજાનીજ હકુમત કહેવાય છે, છતાં પણ હજી ઍટલાન્ટીયન પ્રજાની મોટી સંખ્યા હસ્તી ધરાવે છે અને થોડાં બહુજ જંગલી લોકો પણ હજી છે કે જેઓ હજી લેમુરીયન લોહીનો ઘણો મજબુત અંશ ધરાવે છે. પાંચમી યાને આયન મૂળ પ્રજાને એક આખી ઓલાદ તરીકે લેતાં જો કે તે આ દુન્યામાં સાઠ હઝાર વરસ થયાં હસ્તી ભોગવે છે, છતાં તે હજી તેના બચગીના વખતમાં ગણાય, અને તેને હજી લાખો ચકરાવો યાને લગભગ દશ લાખ વરસ લેવાનાં છે.

એક ચાલુ મૂળ પ્રજાની ઉપ પ્રજામાં ભવિષ્યની મૂળ પ્રજાની શરૂઆત થાય છે. આ પ્રમાણે ચોથી મૂળ પ્રજાની પાંચમી ઉપ-પ્રજામાંથી પાંચમી મૂળ પ્રજા બહાર આવી છે, અને છઠી મૂળ પ્રજા પાંચમી મૂળ પ્રજાની છઠી પેટા-ઓલાદમાંથી પ્રગટ થશે. હમણા આપણે આવા એક જમાનાનાં છઠી વારના ફરી આવેલા દોરનાં પહેલા તબક્કા ઉપર ઉભા છીએ. ત્રીજી મૂળ પ્રજા લેમુરીયન અને ચોથી એટલાન્ટીયનને આપણે ઘણે દુર છોડી આવ્યાં છીએ, અને પાંચમી મૂળ પ્રજા જેને આપણે આર્યન પ્રજા તરીકે ઓળખીએ છીએ અને જેમાંથી છઠી મૂળ પ્રજા પ્રગટ થનાર છે, તેની છઠી ઉપ-પ્રજાનો (પેટા ઓલાદનો) નાનો ચકરાવો (દોર) અત્યાર આગમચનો શરૂ થઇ ચુકયો છે, કે જે માટે પાછળથી સમજાવવામાં આવશે.

**સવાલ**—શુ ઘણા **જગદગુરૂઓ** આ દુન્યા પર હસ્તી ધરાવે છે?

**જવાબ**—ગેબી ગીનોઈ મંડળનો વડો* એકજ હોય છે, અને જો કે એક દુન્યાની હૈયાતી દરમ્યાન (એવા) સાત ગુરૂઓ હોય છે, છતાં એકી વખતે એકજ મહાન જગદગુરૂ દેખાવ દે છે.

ગેબી મીનોઇ રાજકારોબારની રચના એવી છે કે દરેક દુન્યાઇ ચકરાવામાં સાત મૂળ પ્રજાઓ સમાયલી છે, અને તે દરેક પ્રજાને માટે એક પછી એક **જગદગુરૂ** પ્રગટ થશે. તેઓમાંના દરેક અનુક્રમે **સર્વોત્તમ** ગુરૂનો ઉંચો દરજ્જો ભોગવે છે, પણ જેવી રીતે **મનુ એક (ચોક્કસ)** ઓલાદ પર હકુમત ચલાવે છે તેવી રીતે આ ગુરૂ એકજ ખાસ ઓલાદ પર પાસબાની કરતા નથી. પણ જ્યારે તેની ફરજ બજાવવા તે આ દુન્યામાં આવે છે ત્યારે ફકત સૌથી છેલ્લી મૂળ પ્રજાના ધર્મનોજ નહિ પણ બીજી ઓલાદોના હસ્તી ધરાવતા ધર્મોનો પણ હવાલો તેને આપવામાં આવે છે.† મનુ અને જગદગુરૂઓ એકી વખતે દેખાવ દે એમ ખાસ

* "તું વડા પેગંબરો મધેના એક છે. મારા છુપા ભેદોથી તુંને જાણીતો કીધો, અને તારી ઓલાદને દુન્યાની સરદારી આપી. તુંને આખી જેહાંનનો પૈગંબર અને પાદશાહ ઠેરવ્યો"—**દસાતીર.**

† "જે કોઇ પેગમ્બરને હું મોકલું છું તે આગલા ધર્મને મજબુતાઇ આપવાને માટે છે; કંઈ નાશ કરવાને વાસ્તે મોકલતો નથી. ધર્મોમાં મોટો ધર્મ "આબાદી" ઓનો છે, અને બીજા પેગંબરો પણ તેજ ધર્મ પર આવશે, કે તે ધર્મને સંભાળે તથા ભલી હાલતમાં રાખે."—**દસાતીર.**

બનતું નથી. એક મનુ પોતાની ઓલાદની પહેલી ઉપ પ્રજાથી તેની સાતમી ઉપ-પ્રજા સુધી હકુમત કરે છે. પણ એક જગદગુરૂની ફરજ એક મૂળ પ્રજામાં કોઈબી વખતે પ્રગટ થઇ બીજી મૂળ પ્રજાનાં સુધારા સુધી ચાલુ રહી શકે.

મનુનું કામ દુન્યાનાં જાહેર પ્રગટીકરણ સાથે, માણસોનાં સ્વરૂપને લગતાં તેની પોતાની ઓલાદનાં પ્રગટીકરણ સાથે તાલુકો રાખે છે. જ્યારે જગદગુરૂ કોઇક મોટા ધર્મની સ્થાપના કરી ઇન્સાન જાતમાં આત્માની ખીલવણી કરવા માટે અંતરનાં મીનોઇ પ્રગટીકરણનું કામ બજાવે છે.

**સવાલ**—દરેક મૂળ પ્રજાની વચ્ચે એક **જગદગુરૂ** કેટલીવાર આ દુન્યામાં દેખાવ દે છે?

**જવાબ**—દરેક ઉપ પ્રજાનો દોર જ્યારે આ દુન્યામાં ચાલુ થાય છે ત્યારે, તેમજ દરેક મુળ પ્રજા જેમાંથી આ નાની શાખા પ્રગટ થાય છે, તે જ્યારે દુન્યાના મહાન જગદગુરૂની મદદ માટે અને તેઓને રોશની આપવા માટે ખાહેશ દેખાડે છે,* ત્યારે તે સર્વોત્તમ ગુરૂ દરેક ઉપ પ્રજાની શરૂઆતમાં પોતે એક ઇન્સાન તરીકે જાહેર થાય છે.

દુન્યાના વધારે મોટા ચક્રાવામાં મહાન યઝદો‡ ગુરૂઓ તરીકે દેખાવ દે છે, પણ પાછળથી આવતી દરેક ઉપ-પ્રજામાં આ મહાન ગુરૂ માણસ તરીકે ધર્મ આપવા માટે દેખાવ દે છે, અને જે ધર્મની રાહબરી હેઠળ સુધારાઓની શરૂઆત થાય છે અને જેના આશિર્વાદથી દુન્યાનાં પ્રગટીકરણમાં તે ચાલુ થાય છે. જ્યારે જ્યારે પણ નવા ધર્મની જરૂર જણાય છે અથવા તે માટે ખાહેશ દેખાડવામાં આવે છે ત્યારે આ મહાન ગુરૂ ફરીથી દેખાવ આપે છે.

જ્યારેબી દુન્યા કંગાલ્યત કે આફતમાં આવી પડે છે, જ્યારેબી ધર્મ માટેનું યકીન ઓછું થાય છે, અને જુઠાપણાની ફતેહ થાય છે, ત્યારે તે મહાન સાહેબ હંમેશગીની સચાઇ નવાં રૂપમાં જાહેર કરવાને આવે છે, કે જે કેટલીક હદે તેવણના સ્થાપેલા આગલા ધર્મ, કે જે વખતના રોહ સાથ ચુથી નાખવામાં આવ્યા હોય તેની જગ્યા લે છે.†

* "બેઉ જીંદગીને માટે મને જાહેર રીતે એક ટાલો ગુરૂ બતાવ."
—ઉશ્તવદ ગાથા, ૪૪-૧૬

‡ "તારૂં રવાન ફરેશ્તો છે, તથા ફરેશ્તાનું ફરઝંદ છે."—દસાતીર.

† આકાશના મોટા દોર યાને ગીરદેશમાંથી થોડો જમાનો બાકી રહેશે ત્યારે તમારામાંથી એક શખ્સને ઉઠાવીશ યાને સરસાઈ આપીશ. તારો ધર્મ અને મરતબો તુંને પુગાડીશ."—દસાતીર.

"ફકત આવી ચઝદી શકિતઓની મારફતેજ ખોદા અંધકારમાંથી આપણને રસ્તો દેખાડવાને પોતાની રોશનીનો પ્રવાહ આપણા તરફ ફેંકે છે."

**સવાલ**—આગલા જમાનામાં કેટલા જગદગુરૂઓ દેખાવ દઈ ગયા હતા?

**જવાબ**—જગદગુરૂ તરીકેનો છેલ્લો દરજ્જો ધરાવનારની અગાઉ આપણી દુન્યા માટે પહેલાં એવા સત્તાવીશ ગુરૂઓ થઇ ગયા. પણ તેઓ સઘળા બીજા ગ્રહોને લગતા હતા, કારણ કે તે વખને આપણી ઇન્સાન જાતમાંથી તે ઉંચો અખ્ત્યાર લેવાને કોઇ પુરતો લાયક થયો ન હતો. એ દરજ્જો છેલ્લો ભોગવનાર આપણી માણસ જાતમાંનો સૌથી પહેલો મહાન જીવ હતો, કે જેણે બહુ મહાભારત કામ માથે ઉઠાવ્યું અને જન્મો સુધી સખ્ત રંજ ઉઠાવીને આપણે ખાતર મોટા ભોગો આપીને પોતાના પ્રગટીકરણમાં જુસ્સાથી આગળ વધ્યા, અને ચોથી મુળ પ્રજામાં જગદગુરૂનો ઓધ્ધો મેળવ્યો, કારણ કે તે વખતે આપણી ઇન્સાન જાતે પોતાનો ગુરૂ પોતે મેળવવાનો હતો, નહિ તો ગુરૂ વગર ચલાવી લેવાતું હતું. એક બીજો જીવ તેના મુખ્ય મદદગાર તરીકે દર કદમે તેની સાથે હતો, અને પાછળથી આપણે તેઓને ગૌતમ અને મૈત્રેય, બુદ્ધ અને ક્રાઇસ્ટ તરીકે ઓળખવા લાગ્યા.

**સવાલ**—જગદગુરૂએ છેલ્લાં કયાં દેખાવ દીધો હતો અને તેમણે કયો ધર્મ સ્થાપ્યો હતો?

**જવાબ**—એક મહાન મીનોઇ ગુરૂ તરીકે ઘણીવાર તેમણે દેખાવ દીધો હતો, અને જુદાં જુદાં નામો હેઠળ લાખો વરસોની મુદત દરમ્યાન અવતાર લીધો હતો.

ચોથી મૂળ—પ્રજામાં તેવણનાં કામો માટે ઝાઝું જણાયલું નથી, પણ પાંચમી મૂળ પ્રજા આર્યનની પેટા—ઓલાદોમાં કેટલીકવાર તેવણ પ્રગટ થયા હતા, અને દર વખતે જુદું જુદું ચિન્હ વાપરતા હતા; પણ તેમાં એકજ મુળ સચ્ચાઇ સમાઈ રહેતી હતી. હંમેશાં એક જગદગુરૂ ધર્મની ગુપ્ત બાજુ જેને ગુપ્ત ભેદો યાને એલ્મે ગયબ કહેવામાં આવે છે, તેની સાથ સંબંધ ધરાવે છે, કે જે તાલીમ જેઓ તે લેવાને અને સમજવાને પુરતા લાયક અને અનુભવી થયલા હોય છે તેઓને આપવામાં આવે છે.* એક ધમ આપતી વખને તેવણ હમેશાં પોતાની બાતેન

---

*"(કોઇબી શખ્સ) નેક મનશ્નીથી મારા ભેદો શીખવી શકે છે."—સ્પેન્તોમદ ગાથા ૫૦-૬.

અશો જરથોસ્ત સાહેબ "રમ્ઝ-ગો" યાને "ભેદમાં બોલનાર" તરીકે ઓળખાય છે, તે આ હકીકતનો ખુલ્લો પુરાવો છે.

જીંદગી આપે છે કે જે જીંદગી ધર્મને મીનોઇ દુન્યા સાથે જોડેલો રાખે છે, અને જે શરૂઆતના વખતમાં ધર્મને જીંદગી અને જોર આપે છે, અને એ ભેદોનાં સંબંધમાં જગતની એ તાલીમ એક સરખીજ હોય છે,—તે શિક્ષણમાં જગતના જીવની હસ્તી અને તે આખામાંથી નીકળેલા અંશ તરીકે એક ખાસ અને જુદા જીવની હસ્તી એ બંન્ને વચેની અસલ એકતાઇ અને તે એકતાઇનું ભાન મેળવીને જગતના જીવ સાથ પોતે એક છે એવું માણસે જાણવાની જરૂર સમાયલી છે.*

આપણી પ્રજાનાં થડ આર્યન પ્રજાની પહેલી ઉપ–પ્રજામાં મધ્ય એશિઆમાં તે મહાન નરે વ્યાસ નામ હેઠળ ઇ. સ. પૂ. ૬૦,૦૦૦ને આશરે દેખાવ દીધો અને સનાતન ધર્મ અથવા જાવેદાનના અથવા જ્ઞાન ધર્મને નામે વેદો અને પુરાણો આપ્યાં અને સુર્યના આકાર અને ચિન્હની મારફતે ધર્મનું શિક્ષણ આપ્યું. તે શિક્ષણ એ હતું કે આકાશમાંનો સુર્ય ખોદાનું દેખીતું ચિન્હ † અને ઇન્સાનના ભિત્તરમાંનો સુર્ય, તેમાંથી જુદો પડેલો આત્મા એ બન્ને એકજ હતા. તે આત્મા સુર્યનાં આત્મા સાથે એકજ છે. અને સઘળા જીવો સુર્યનાં કિરણો છે. ઈન્સાન પોતાની બહાર સતનું જ્ઞાન મેળવવા પામે તે અગાઉ પોતાના ભિત્તરમાં સતને શોધવું જોઇએ.§ આવી રીતે વ્યાસ તરીકે પુરાતન હિંદુ ધર્મ માટે રંજ ઉઠાવીને તેણે તે કીતિવંત મજહબ ઉભો કીધો કે જે હિંદુસ્તાનનો ધર્મ થનાર હતો.

બીજી ઉપ–પ્રજામાં ઇ. સ. પુ. ૪૦,૦૦૦ને આશરે તે મહાન નરે તેહુતી યા થૉથને નામે મીસર અને અરબસ્તાનના મુલકમાં દેખાવ દીધો,

---

*"દીઠ તથા અણદીઠ દુન્યાનુ ઘણાપણું જે છે, તે સર્વ ખાલેકના એકપણાંના મરતબા આગળ એકજ છે, કારણ કે(તે ખાલેક સિવાય) બીજી કોઇની અસ્તી નથી.

"જે કોઇ (ખોદાઇ ચમકાટને) પુગેલો હોય, તે એકકાપણાને ઘણા પણામાં અને ઘણાપણાંને એકત્વમાં જુએ."—દસાતીર.

†"તું (સુર્ય) તે (ખોદા)ના બંદાઓ ઉપર તે સાહેબનો ચીતાર છે.
—દસાતીર.

§"જે કોઇ કે પોતાને નહીં પીછાને, તે ખોદાને કયાં પીછાને? પોતાના મુળતત્વને જોવું તેજ ખોદાને જોવું છે."—દસાતીર.

કે જેવણુ પાછળથી ગ્રીસ ખાતે હરમીસ, હરમીસ ત્રીસ્મેજીસ્ટસ યાને અત્યંત મહાન હરમીસને નામે ઓળખાયા છે. તે મહાન નરે તે વખતે રોશનીના ચિન્હ મારફતે પોતાનો ધર્મ સ્થાપ્યો અને પહેલા આ સખુનો જાહેર કીધા હતા કે "દુન્યામાં પેદા થયલાં દરેક ઈન્સાનને માટે આ મીનોઇ રોશની તેઓનો માર્ગ ખુલ્લો કરે છે."

આ સખુનો ઇજીપ્શીયન ચોથા ધર્મ પુસ્તકમાં, ખ્રીસ્તી નવાં તોરાત (ટેસ્ટેમેન્ટ)માં પણ માલમ પડે છે. બહારની દુન્યામાં જેવો પ્રકાશ ઝમકે છે તેવોજ પ્રકાશ એક ઇન્સાનનાં અંતરમાં પણ પ્રકાશે છે.

મીસરના રાજ્યકર્તાને તે મહાન નરે પોતાની રૈયતની ખાસ્યતોની મીનોઇ બાજુ ખુલ્લી કરવા, તેઓના અંતરમાંજ ખોદાને જોવાને અને તે રોશનીને માટે શોધ કરવાને શીખવ્યું, અને તેની રૈયતને તે મીનાઈ રોશનીની પુઠે ચાલવાને ફરમાવ્યું હતું. તેવણે કહ્યું હતું કે ઇન્સાનનાં અંતરમાંની રોશની અને પેલી જેહાંનમાંની રોશની એ એકજ છે, અને જયારે ઇન્સાન એકવાર પોતાની આત્મીક રોશનીને પાછાણી શકે છે તો પછી તે ખુલ્લી હવામાં તેમજ ખાકી અને મીનોઇ જેહાંનમાં દરેક ઠેકાણે તે પ્રકાશ જોઇ શકે છે.*

આ પ્રમાણે તે મહાન નરે આગલાં વરસોમાં સ્થાપેલા સુર્યને રોશનીનાં નવાં રૂપમાં પ્રગટ કીધો, તેવણે મહાન ઇજીપ્શીયન અથવા હરમેટીક ભેદોની સ્થાપના કીધી, અને બાતેનની અને જગતમાં સર્વવ્યાપક રહેલી રોશની એજ તે ભેદોનું મધ્યબીંદુ છે એવાં શિક્ષણે જ્ઞાનના ચેરાગને હજારો વર્ષો સુધી રોશન રાખ્યો.

ત્યાર પછી **જગદગુરૂએ** ત્રીજી ઉપ પ્રજા—ઇરાનીઓ—માં દેખાવ દીધો કે જે પ્રજાએ ઇરાનમાં એક મોટું રાજ્ય સ્થાપ્યું હતું અને જે ઇ. સ. પુ. ૩૦,૦૦૦ને આશરેથી ઇ. સ. પુ. ૨૦૦૦ સુધી ચાલુ રહ્યું હતું. ત્યાં તે મહાન નરે ઈ. સ. પુ. ૨૯,૭૦૦ને આશરે જરથુસ્ત્રનાં નામ હેઠળ દેખાવ દીધો, કે જેવણુ ઝોરોએસ્ટર તરીકે વધુ સારી રીતે જણાયલા છે, અને ઇન્સાનનાં અંતરમાંનો આતશ, એબાદતગાહમાંનો

*"તુંએ પવિત્રઓનાં ગવહેરોને નુરી દરિયાવમાં ડુબાવ્યાં."

—દસાતીર.

આતશ તેમજ આ દુન્યા પર મીનોઇ જેહાંનમાંથી રોશની ફેંકતો આતશ એ એકજ છે,* એવું સમજાવનારી સચાઇને આતશની મારફતે ધર્મ રૂપે તેવણે સ્થાપી. જરથુસ્ત્ર આતશના પયગંબર હતા. તેવણે મીનોઇ આતશને આ દુન્યામાં રોશન કીધો હતો અને આ દુન્યા પરનું પોતાનું ધાર્મીક કામ ખતમ થતાં તેવણ આતશનાં વાદળાંમાં ખેંચાઇ જઇ ઇન્સાનની નજરેથી ગાયબ થઈ ગયા હતા. તેવણે આતશનાં ગુપ્ત ભેદોની સ્થાપના કરી મેજાઇ લોકોને તાલીમ આપી. તે વખતના ધર્મગુરૂઓ ખરેખરા મેજાઇ હતા, અને કુદરતનાં મુળ તત્વ પર કાબુ ધરાવવાનો મોટો હુન્નર જાણુતા હતા. તે વખતે આતશની આરાધના કરનાર એક ધર્મગુરૂએ આતશના બેટા--ઝોરોએસ્ટરની માફક વાદળાંમાંથી આતશને ખેંચ્યો હતો અને તેને કેબલા પર લાવી નાખી તે કેબલાને જોરથી રોશન કીધો હતો.

એકવાર ફરીથી તે મહાન નરે ઓરફીયુસ તરીકે ચોથી પૈદા--ઓલાદ-- પુરાની ગ્રીક પ્રજા—માં ઇ. સ. પુ. ૭૦૦૦ને આશરે દેખાવ દીધો. તેવણે ગાયનની તાલીમ આપી, અને આવાજ અને શાંતીના ગુપ્ત ભેદો સમજાવી ઇન્સાનનાં આત્માની ખીલવણી કરતાં શીખવ્યું. તેવણે ઓરફીક ભેદોની સ્થાપના કીધી, કે જે ગ્રીકની તમામ મીનોઇ મકતબોનું મુળ હતું. આ ભેદો પીથેગોરસની મકતબે ઉપાડી લીધા હતા, અને જે ઉપર પ્લેટો તરફથી વિવેચન થયું હતું, અને જેમાંથી યુરોપને ડાહપણુનો ભંડાર પુરો પાડવામાં આવ્યો હતો. આ એક પછી એક આવતા દરેક જગદગુરૂઓ ઇન્સાનનાં પ્રગટીકરણુને નવો જુસ્સો બક્ષતા હતા, અને એક નાના દોર-એક ઉપ-પ્રજાના ચકરાવાની-શરૂઆત થઈ હતી કે જે વખતે આર્યન પ્રજાએ ખોદાના આફતાબ, રોશની, આતશ અને આવાજના સ્વરૂપ વિષે જ્ઞાન મેળવ્યું હતું.

ત્યાર પછી તે મહાન નરે માત્ર એકજવાર ફરીથી દેખાવ દીધો અને તે વખતે મુળ પ્રજાની વચ્ચે-કે જે પ્રજા ઇ. સ. પૂ. ૧૮,૮૭૫ થી ઇ. સ. પૂ. ૯,૭૦૦ સુધીના ગાળામાં ચાલુ મુસાફરીઓથી મધ્ય એશિયામાંથી હિંદુસ્તાનમાં આવીને વસી હતી. ઇ. સ. પુ. ૬૨૩માં ઉત્તર હિંદુસ્તાનમાં આવેલા ગોતમ વંશમાં શાહજાદા સીધ્ધારથ તરીકે જન્મ લઇને

---

*"શરીરનો સરદાર અહુરમઝદનો આતશ જે આપણને વહાલો છે, અને જે આપણે ધરાવીએ છીએ તેને હું આરાધું છું.

—યજશ્ને, ૧૩-૨.

તેણે વૈરાગ લીધો, દુન્યાંની સઘળી ચીજોને તુચ્છ ગણી, દુઃખનું કારણ અને તેનો અંત શોધવાને છ વર્ષ સુધી જંગલોમાં ભટકયો. ગયા ખાતે પવિત્ર ઝાડ હેઠળ છેવટનું જ્ઞાન મેળવીને પોતે બુદ્ધા યાને જ્ઞાની થયા; અને બુદ્ધિસ્ટ ધર્મની સ્થાપના કીધી, કે જે ધર્મ પાળનારાઓની પચાસ કરોડની સંખ્યા દુન્યાંના કોઇ પણ ધર્મ પાળનારાઓની સંખ્યા કરતાં મોટી ગણાય છે. બુદ્ધને દરજજે પુગવું એ એક મુકરર હદ ગણાય છે, અને જ્યારે એક જગદ્ગુરૂ એ દરજ્જે પુગે છે, જ્યારે એક બોધિસત્વ બુધ્ધ થાય છે ત્યારે તે બીજાં વધારે મોટાં કામો માટે આ દુન્યામાંથી પસાર થઇ જાય છે, તેથી જ્યારે પોતાની જીંદગીના આશરે ૪૫ વર્ષ સુધી જ્ઞાન આપ્યા પછી ચાર ઉમદા સચાઇઓ, ઉત્તમ અષ્ટાંગ માર્ગ, અને ત્રેવડાં ઝવાહીરનાં નિયમો જાહેર કીધા પછી ગૌતમ બુદ્ધ ઇ. સ. પુ. ૫૪૩ માં આ દુન્યા છોડી ગયા ત્યારે તેવણે જગદ્ગુરૂ તરીકેનું પોતાનું કામ પોતાના માનીતા બેરાદર મહાત્મા મૈત્રેયને સોંપ્યું કે જેવણે ઘણા જમાનાઓ સુધી તેમની સાથે રહીને કામ કર્યું હતું, અને જેવણ આ જમાનાના ચકરાવામાં હવે જગદ્ગુરૂ તરીકે પધારનાર છે, અને જેવણ તમામ હિંદુસ્તાનમાં કૃષ્ણ તરીકે અને ખ્રીસ્તી ધર્મમાં ક્રાઇસ્ટ તરીકે નામના મેળવી ચુકયા છે.

**સવાલ—જગદ્ગુરૂ** તરીકેનો દરજ્જો લીધા પછી મહાત્મા મૈત્રેયે ધર્મની સ્થાપના કરવા કેવી રીતે દેખાવ દીધો હતો?

**જવાબ—**પહેલાં પચીસ સદી અગાઉ હિંદુસ્તાનની મુળ પુરાની પ્રજા આગળ તેવણે દેખાવ દીધો અને જે ધર્મ સ્થાપ્યો તે આજે પણ હિંદુસ્તાનનાં અસંખ્ય લોકોમાં ચાલુ છે. તેવણે કૃષ્ણ તરીકે દેખાવ દીધો, અને હિંદની વાર્તાઓમાં તે ચમત્કારીક બાળક પ્યારનાં સ્વરૂપ તરીકે જણાયલો છે-અને જેઓ ભકિતને યોગના તદન સીધા માર્ગ તરીકે ગણે છે, તેઓને ભકિત માટે સર્વોત્તમ સાધન પુરૂં પાડયું.

આ દુન્યા પરની તેમની તે વખતની મંજલ બહુ ટુંકી પુરવાર થઇ, કારણ તદન જવાન વયમાંજ તેવણ આ દુન્યામાંથી પસાર થઇ ગયા. પણ ઇન્સાનજાત માટેની તેમની મહોબત એટલી તો અજબ જેવી હતી, તેમની તેઓ માટેની માયા અને દયા એટલી તો ઉમદા હતી કે આટલી ટુંક વયમાં આ ફાની જેહાંન છોડી જવા છતાં હિંદુ ધર્મનાં સ્વરૂપને તેવણે ફેરવી નાંખ્યું, અને અગાઉ જયાં જ્ઞાન માર્ગ જાયઝ હતો, ત્યાં તેવણે હવે

ભક્તિ માર્ગ શીખવ્યો. ઉંચી ફીલસુફી અને મનશક્તિના ઉપયોગથી હિંદુસ્તાને ભક્તિ માટેનું પોતાનું યકીન ગુમાવ્યું હતું અને આજે હિંદુસ્તાનની જે હાલત છે તે હાલત બનાવવાનું ખાસ તે સર્વોત્તમ ગુરૂનું કામ હતું. આજે આખા મુલકમાં લગભગ પચીસ કરોડ માણસો શ્રી કૃષ્ણનાં મીનોઇ સ્વરૂપને પુંજે છે અને નીચે મુજબનાં જુસ્સાદાર ગાયણોમાં તેમનાં અંતઃકરણો ઉભરાય છેઃ—

"કાદંબાના ઝાડ હેઠળ તારી સર્વોત્તમ વાંસળી વગાડીને મારાં સ્વપનાવસ્થામાં પડેલાં અંતઃકરણને દીલ ઉશ્કેરનારી તારી લાગણીથી તેં શા માટે જખમી કીધું ? તેથી મારા વાંસળી વગાડનાર, જયાં તું જશે ત્યાં તારી સાથે હું પડી રહીશ."

હિંદુઓએ ભક્તિને લગતું પોતાનું સાહિત્ય ઘણે ભાગે ખોહી દીધું છે, છતાં એ બાબદ ઉપર શાંદિલ્ય અને નારદનાં બે જુનાં પુસ્તકો હજી તેઓ પાસે મોજુદ છે. પહેલાંમાં ભક્તિને ઇશ્વર સાથનાં ઘાડા સંબંધ તરીકે અને બીજામાં તેને ઇશ્વર તરફના આતુર પ્યાર અને જાનફેશાની તરીકે સમજાવવામાં આવે છે.

**સવાલ**—પણ શ્રી કૃષ્ણને મહાભારતની વાર્તાઓમાં પ્યાર અને દયાનાં પેગંબરને બદલે એક લડંવયા અને રાજદરબારી શખ્સ તરીકે શું ગણવામાં આવ્યા નથી? વળી શું મહાભારતનો જમાનો ઘણો અગાઉનો ન હતો?

**જવાબ**—યોગવિદ્યાના અભ્યાસીઓ અને કેટલાક ધર્માભ્યાસીઓ પણ એવું માને છે કે કૃષ્ણ નામના બે પુરૂષો થઇ ગયા કે જે વખત જતાં પુરાણોમાં ભેળાઇ ગયા. તંત્ર વિદ્યાને લગતાં કેટલાંક પુસ્તકોમાં પણ બે કૃષ્ણ વિષે ઇશારો છે. મહાભારતમાં જણાવેલા આશરે ઇ. સ. પુ. ૩૦૦૦ વર્ષ ઉપર થઇ ગયલા શ્રી કૃષ્ણ એ જગદ્દગુરૂ ન હતા. પણ તેઓએ બાળ શ્રી કૃષ્ણ તરીકે ઇ. સ. પુ. ૫૦૦ ને આશરે વ્રજ ખાતે જન્મ લીધો હતો અને જેઓએ ગોપીઓનાં કૃષ્ણ, માણસોનાં પ્રેમી અને દરેક હિંદુ અંતઃકરણને વ્હાલા થઇ પડેલા બાળક અને જવાન તરીકે ઘણી ચમત્કારીક જીંદગી ગુજારી હતી અને હિંદુ ધર્મમાં ભક્તિ માર્ગની સ્થાપનાં કીધી હતી. સીસ્ટર નીવેદીતા "હિંદી તવારીખનાં પગલાં" (Footfalls of Indian History) નામનાં પુસ્તકમાં જણાવે છે કેઃ—

" મહાભારતનો કૃષ્ણ તે ખરેખર અર્જુનનો સારથી પાર્થ છે, જે ઘણું-કરીને દ્વારકાનો લડાઇના ગાયનોમાં વખણાયલો આગલો લડવૈયો હોવો જોઇએ, પણ તેને કેશવ નામ આપીને અને પુતનાનો વધ કરનાર તરીકે ગણીને જમના નદીને કાંઠે જન્મેલા શ્રી કૃષ્ણ જેની ગોવાળો પુંજા કરતા હતા, તેમની સાથે ભેળી નાંખવાની બને એટલી કોશેશ થાય છે. "

**સવાલ**—હાલના **જગદ્‌ગુરૂ** શ્રી કૃષ્ણ તરીકે દેખાવ દીધા પછી પૃથ્વિ ઉપર પાછા કયા રૂપે આવ્યા ?

**જવાબ**--બે હઝાર વરસની વાત પર જયારે ઇન્સાન માટેના અજબ જેવી મોહબતના તમામ જોશ અને હદ વગરની દયાના ભંડાર સાથ તેવણને પ્રગટ થવાનો વખત આવ્યો ત્યારે તેવણ જુડીઆના નાના ગામડામાં હીણાયલી યાહુદી પ્રજાની વચ્ચે દુન્યાની સેવા બજાવવાનું પોતે માથે લીધેલું કામ પાર પાડવા પાછા હાજર થયા. આ વાર તેવણનું એ પેગંબરી કામ પાંચમી ઉપપ્રજામાં એક નવો ધર્મ સ્થાપવાનું અને ટયુટોનીક પ્રજાનો ધાર્મીક જુસ્સો ખીલવવાનું હતું. તે જમાનાનાં લોકોએ તેમને ક્રાઇસ્ટ—પવિત્રાઇની મુર્તિ—નામ આપ્યું હતું. પણ જેમ ખ્રિસ્તિ ધર્મ-પુસ્તકમાં ઘણું કરૂણારસીક રીતે જણાવવામાં આવ્યું છે તેમ " તેવણ પોતાનીજ પ્રજામાં આવ્યા, પણ તેમનાં પોતાનાઓએ તેમનો સ્વિકાર કીધો નહી. "

મીનોઇ રોશનીના પેગામથી એક વાર ફરી તેમણે દુન્યાનાં લોકોને સંપૂર્ણ બનાવ્યા, અને જો કે એવું કહેવામાં આવ્યું છે કે કદી કોઇ માણસે ઉપદેશ કર્યો ન હોય, તેવા ધામીક ઉપદેશથી તેવણે પોતાની પ્રજાને તાલીમ આપી છતાં તેઓએ મહોબતના તે પેગામચીને વધુ વાર નહી સાંભળતાં ફકત ત્રણ વરસની ટુંક મુદતમાં તેમને કતલ કીધા; કારણ " તેમના જેવા એક પેગંબરી જીવ માટે દુન્યા લાયક હતી નહિ. " પણ તવારીખે તેમનાં શિક્ષણોની શકિત પુરવાર કીધી છે કારણ કે જો કે તેવણની પોતાની પ્રજાએ તેમનો તીરસ્કાર કર્યો, છતાં તે પછીની સેંકડો ઓલાદોએ તમામ ખ્રીસ્તી મુલકમાં તેમનો સ્વિકાર કરી માન આપ્યું છે.

શ્રી કૃષ્ણ તરીકેનું તેમનું કામ ખાસ હિંદુસ્તાન માટેજ ન હતું. પણ તે નવા જગદગુરૂની ખ્રિસ્તિ ધર્મ સ્થાપવામાં એક એવો ધર્મ રચવાની નેમ હતી કે જે યુરોપનાં ઉત્તર અને પશ્ચિમ ભાગના નવા દેશોમાં વસ્તી આર્યન પ્રજાની પાંચમી પેટા ઓલાદમાં ફેલાવા પામે.

પશ્ચિમના મુલકોમાં રહેનારા પૂર્વના ધર્મોના અભ્યાસ કરનારા સાધારણ અભ્યાસીઓ ખ્રિસ્તિ સનેની પાંચ સદી અગાઉ એકાએક ચાલુ થયલો કૃષ્ણ ધર્મ કે જે ઇશ્વર તરફની અથાગ ભકિત અને સંપૂર્ણ ત્યાગ શીખવે છે, તે ઘણીક બાબદમાં ખ્રિસ્તિ ધર્મને શા માટે મળતો છે, તેમાં શા માટે ઇશ્વરની મહેરબાની, ઇશ્વર તરફની ઇન્સાનને મળતી મદદ અને લાચાર અને ગુન્હેગારોને ઉંચી સ્થિતી પર લાવવા વિષેનું આટલું બધું વર્ણન આપવામાં આવ્યું છે, તે સમજી શકતા નથી. ખ્રિસ્તિ ધર્મની અગાઉના એક ધર્મમાં એ ધર્મ સાથ આટલું બધું અજબ જેવું મળતાપણું શા માટે દેખાય છે તે તેઓને માટે એક સવાલ થઈ પડયો છે. તેઓને સ્વપને પણ ખ્યાલ નથી કે એ બીનાનો ખરેખરો ભેદ તો આ છે કે બંને ધર્મોમાં ભકિતનું મધ્યબીંદુ એકજ મહોબતના સાહેબ છે, કે જેમને હીંદુ ધર્મમાં શ્રી કૃષ્ણના પવિત્ર નામથી પુજવામાં આવ્યા છે, અને ખ્રિસ્તિ ધર્મમાં ક્રાઇસ્ટ તરીકે તેમની તરફ ભકિતભાવ દેખાડવામાં આવ્યો છે.

**સવાલ**—મહાત્મા બુધ્ધ અને મહાત્મા મૈત્રેય એ બન્ને જગદ્‌ગુરૂની ધર્મ માટેની તાલીમમાં શું કશો તફાવત ન હતો?

**જવાબ**—જગદ્‌ગુરૂઓ દુન્યાને ધર્મો આપે છે, અને આપણી આ દુન્યાનાં જુદા જુદા ધર્મો સઘળા એકજ મૂળ ઝરામાંથી આવે છે. તે ધર્મો જમાનાને અનુસરતા પોશાકમાં સજ થયેલો જાવેદાનની સચાઇનો પુરાણો સંદેશો હંમેશગીની હૈયાતીની સમજ સાથે બાળક આત્માઓને આપે છે, અને ઇન્સાનની મીનોઈ ઉમેદોને બંધબેસ્તો મહાત્માઓ તરફનો તે જવાબછે.

મુખ્ય શિક્ષણ તો હંમેશાં એકજ હોય છે, પણ જમાનાની જરૂરીયાત પ્રમાણે કોઇવાર અનેક રૂપની સચાઇનું એક અને કોઇવાર બીજું સ્વરૂપ ખાસ બહાર પાડવામાં આવે છે. છતાં આ બન્ને જગદ્‌ગુરૂઓ જેઓ વિચાર અને શિક્ષણમાં એક મળતા હતા, તેઓમાં પ્રકૃતિનો ફેર હતો અને તેથી તેઓના શિક્ષણમાં તે મુજબનો ફેરફાર જણાય છે. મહાત્મા બુદ્ધનું કહેવું હતું કે અજ્ઞાનપણું સઘળાં દુખનું મુળ છે, "અજ્ઞાનપણાને દુર કરો, ઇન્સાન જાતને વધુ ડહાપણવાળી બનાવો અને ત્યારેજ સઘળી મુસ્કેલીઓ દુર થશે." જ્યારે બીજા હાથ ઉપર મહાત્મા મૈત્રેયે ક્રાઈસ્ટ તરીકે દેખાવ દીધો ત્યારે તેમણે પોતાના ચેલાઓને ઉપદેશ દીધો કે "જેવી રીતે મેં તમો તરફ મહોબત દેખાડી છે તેવીજ રીતે

તમો એક બીજા તરફ મહોબતવંતા થાઓ!" જ્યારે શ્રી કૃષ્ણ તરીકે તેવણે તેવીજ રીતે મહોબત માટે આગ્રહ કર્યો છે, કે જે તેમનો ખાસ ગુણ ગણાયો છે. આ ઉપરથી મહાત્મા બુદ્ધ ડહાપણના સરદાર તરીકે જણાયલા છે, અને મહાત્મા મૈત્રેય મહોબતના સરદાર તરીકે ગણાયા છે. મહાત્મા બુધ્ધે ગીનોઇ કાયદા શીખવી ઇન્સાનને રાસ્તીની રાહે ચાલતાં અને ધાર્મીક વિચારો કરતાં શીખવ્યા, જ્યારે મહાત્મા મૈત્રેય ગીનોઇ કાયદાનો અમલ અને ઇશ્વરના સ્વરૂપની વ્યાખ્યા મહોબતના ઉપદેશથી આપતા હતા. મહાત્મા મૈત્રેય દયા અને મહોબતનું સ્વરૂપ ગણાય છે અને તેથી તેમનું પૂર્વનું નામ મહોબતના સાહેબ તરીકે જાહેર થયું છે, જ્યારે તેજ મહોબતના સાહેબ ભવિષ્યના બુધ્ધ તે દયાની મુર્તિ આ જમાનામાં જગદગુરૂ તરીકે પધારનાર છે.

> "તારી મહોબતની છુટથી બક્ષેસ કર, તેની કિંમત ગણતો ના કારણ આવી સુંદર ચીજ આયંદે ગુમ થતી નથી."

**સવાલ**—ઇન્સાન જાતને ધર્મની તાલીમ આપવા સર્વોત્તમ ગુરૂ શું હમેશાં પોતે હાજર થાય છે?

**જવાબ**—આપણી દુન્યાનાં રાજકારોબારમાં કેળવણી ખાતાંનો એક વડો હોય છે, અને જો કે તેના હવાલામાંનાં સઘળાં ખાતાંનો તે જોખમદાર હોય છે, છતાં તેને કોઇબી હસ્તી ધરાવતાં ખાતામાં કાંઇક જુજવી ફેરફાર કરવા માટે યા એકાદ નાની કે મોટી સ્કુલ સ્થાપવા માટે ખાસ જવાની જરૂર રહેતી નથી. તેવાં કામ માટે ત્યાં પોતાનાં એકાદ મદદનીશને તે મોકલે છે, પણ જયારે એકાદ નવી પાઠશાળા કે કોલેજની સ્થાપના કરવાની હોય છે, ત્યારે તે પોતે હાજરી આપે છે. તેજ પ્રમાણે જો કે તે સર્વોત્તમ ગુરૂ ધર્મ અને કેળવણીના સરદાર છે અને દુન્યામાં સઘળા ધર્મોના સાહેબ છે, અને તેના અસલ સ્વરૂપમાં રચાયલા સઘળા ધર્મો માટે તેવણ જોખમદાર છે, છતાં આ દુન્યામાં હમેશાં તેવણ પોતે હાજરી આપતા નથી, પણ નાનાં કામો માટે પોતાના ચેલાઓમાનાં એકાદને મોકલે છે. આ ઉપરથી જણાય છે કે જગદગુરૂ તરીકેનો દરજ્જો લીધા પછી મહાત્મા મૈત્રેય ફક્ત એવાર આપણી દુન્યાનાં ધર્મની સ્થાપના કરવા દેખાવ દઇ ગયા છે. પણ તેવણે પોતાના ચેલાઓમાનાં ઘણાને તે જમાનાને અનુસરતી જરૂરીયાતો પ્રમાણે ઇન્સાન જાતને તાલીમ આપવાને અને પોતાનો ગીનોઇ સંદેશો જાહેર કરવાને મોકલ્યા છે. તેવણે ક્રાઇસ્ટ તરીકે દેખાવ

દીધો તે આગમચ તેવણે કોનફ્યુશ્યસ, લાઓત્ઝે, પીથેગોરસ, પ્લેટો અને એવા બીજા ઘણા પોતાના ચેલાઓને આ દુન્યામાં મોકલ્યા હતા, અને આ દુન્યા પરની પોતાની છેલ્લી પધરામણી પછી તેવણે પવિત્ર સાહેબોનાં મંડળોના ઘણાક ઉતરતી પંકિતના પેગામચીઓને અહિં મોકલ્યા હતા.

તે ચેલાઓ ફકત ધર્મની મદદ માટેજ નહિ પણ એક ઇન્સાનનો તેઓ તરફની તાલીમ અને રાહબરીની જરૂર જણાતાં પણ આવે છે. તેઓ પોતાની સાથે ગીનોઈ રોશની અને ઇલ્મ લઇને પેગંબરો, વિદ્વાનો, લડવૈયાઓ અને ગુરૂઓ તરીકે પણ જન્મ લે છે. ફુન્યાદી, પૅરસૅલ્સસ, બ્રુનો વગેરે અસંખ્ય જીવો એવી રીતે આવી ગયા છે. ઘણા રૂષીઓ હિંદુસ્તાનમાં આવી ગયા છે. અને ઘણા મહાન ધર્મગુરૂઓ પશ્ચિમના મુલકોમાં જન્મ લઈ ચુકયા છે.

જયારે યુરોપ અંધકારમાં ગરક ગયું હતુ, જયારે ગ્રીકને મળતી ગીનોઇ રોશની છુપાઈ ગઇ હતી, જયારે પાદરીઓએ ધર્મની રોશની સ્થાપવાનું કામ બંધ કીધું, અને જયારે જ્ઞાનના પારઆન તરીકેનું કામ દેવળોએ બંધ કીધું, ત્યારે પવિત્ર સાહેબોનાં મંડળમાંથી જ્ઞાનની રોશની સાથ એક પેગામચીને મોકલવામાં આવ્યો હતો, કે જેમને આપણે અરબસ્તાનનાં મુલકનાં પેગંબર—મહમદ પેગંબર તરીકે ઓળખીએ છીએ; તેવણે ફકત અરબસ્તાનની કજીયો કરતી અને ભ્રષ્ટ થયલી પ્રજાનેજ ખોદા સાથની એકતાઇ શીખવી ન હતી, પણ તેવણ પશ્ચિમનાં મુલકનાં લોકો માટે પણ ગીનોઇ જ્ઞાનની રોશની લાવ્યા હતા. પેગંબર મહમદના જમાઇ અલીએ પોતાની આસપાસ જ્ઞાન મેળવવા માટેના આતુર શાગેર્દોનું એક ટોળું એકઠું કીધું હતું કે જેઓએ ગ્રીક ખાતેની સૌથી સરસ દંતકથાઓ ઉપાડી લીધી હતી અને મદેસાઓ સ્થાપી હતી; આ પ્રમાણે ઇસ્લામ ધર્મની મારફતેજ યુરોપને સાયન્સનો ખજાનો મળ્યો હતો, અને મધ્ય શીહા જમાનામાં યુરોપને જે મહાન જાગૃત્તિ મળી તે માટે તે ઇસ્લામ ધર્મનેજ આભારી છે.

વળી ઇ. સ. ની ચૌદમી સદીમાં ફરીથી ટીબેટ ખાતે મહાન ગુરૂ સૉંગ–ખા–પાએ જન્મ લઇને દરેક સદીના છેલા પા ભાગમાં પોતાના ચેલાઓને દુન્યામાં ધર્મની રોશની ફેલાવવાની કોશેશ કરવા, પશ્ચિમનાં મુલકોમાં પુરાણા ડહાપણની રોશની અને કદીમ સચાઇનું જ્ઞાન લઇ જવા ફરમાવ્યું હતું. પેગામચીઓ પછી પેગામચીઓ તેનો પેગામ પશ્ચિમનાં મુલકોમા લઇ ગયા, અને અંગ્રેજી તવારીખમાં આપણુને માલમ પડે છે કે

પંદરમી સદીમાં ધાર્મીક જ્ઞાન સજીવન કરવાની હીલચાલ થઇ હતી. સોલમી સદીમાં તત્વજ્ઞાનને લગતો જુસ્સો બરપા થયો હતો. સતરમી સદીમાં ફીઝ્રસુફીનર્વા જ્ઞાનની શરૂઆત થઇ હતી, અઢારમી સદીમાં ફ્રેન્ચ ક્લેસ અને કંગાળ વર્ગમાં સામાજીક અને રાજદ્વારી સુધારા કરવા માટે કોશેશ થઇ હતી અને ઓગણીસમી સદીમાં થીઓસૉફીકલ સોસાયટીની મારફતે સઘળી પ્રજામાં ઐકયતા અને તમામ જગતમાં ભાઇબિંધીનો ફેલાવો કરવાની હીલચાલ શરૂ થઇ.

ભવિષ્યની છઠી મૂળ પ્રજા એક ભાઇબંધ પ્રજા તરીકે પ્રગટ થશે. અને આપણી પાંચમી મૂળ પ્રજાની છઠી ઉપપ્રજા કે જેમાંથી છઠી મૂળ પ્રજા ઉત્પન્ન થશે, તે અત્યાર આગમચની અમેરિકા, ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલેંડ ખાતે પ્રગટ થવા માંડી છે, અને ઘણા ટુંક વખતમાં ફરેસ્તાઇ મંડળનાં અને ઇન્સાન જાતના એક મહાન જગદ્ગુરૂની આ દુન્યાં પરની આમદની આશા રાખવામાં આવે છે.

સવાલ—આગલી ઓલાદોના ખાસ ગુણ શું છે, અને એક નવી ઓલાદ તૈયાર થાય છે એમ શા ઉપરથી નકકી થયું છે?

જવાબ—આગલી મુળ પ્રજાઓ અને ઉપપ્રજાઓની થોડીક વિગતથી આપણને તે બાબદ પુરેપુરી સમજ પડશે. ત્રીજી, ચોથી, અને પાંચમી મુળ પ્રજાઓ લેમુરીયન, એટલાન્ટીન અને આર્યન એજ પ્રજાઓ માટે ફકત આપણે મનુષ્ય રચનાને લગતી વિદ્યા (એથ્નૉલોજી)નાં પુસ્તકોમાં થોડી હકીકત મેળવી શકીએ છીએ. આગળ જણાવ્યું છે તેમ આ પ્રજાઓની આગળની પ્રજાઓએ ખાકી તત્વ ગ્રહણ કીધું ન હતું.

લાખો વર્ષ અગાઉ લેમુરીઅન પ્રજાએ સૌથી પહેલું ખાકી શરીર ખીલવ્યું હતું, તે આખી પ્રજા તમામ બ્લુ બ્લેક રંગની હતી, અને હમણાના આંડામાન ટાપુ પરના વસનારાઓ તથા જે વેંહત્યાંઓને સ્ટેનલી નામના એક મોટા મુસાફરે મધ્ય આફ્રીકામાં જોયાં હતાં તે, અને ડીગર ઇન્ડયનોની સૌથી હલકી જાત એ સઘળા લેમુરીઅન ઓલાદમાંનો બાકી બચેલો ભાગ છે, લાંબો વખત અગાઉની હૈયાતી ભોગવી ગયલી લેમુરીઅન પ્રજા ઇંડાંરોકાં માથાં અને કદરૂપો દેખાવ ધરાવતી હતી, તેઓનું ભેજું ઘણુંજ નાનું હતું અને તેઓ પોતાના હાથની કોણીઓ અને પગનાં ગુંઠણો લંબાવી શકતા હતા નહી. તેઓની ઇંદ્રીઓ ઘણીજ થોડી ખીલેલી હતી, સ્વાદ અને સુંઘવાની શકિત તેઓએ ગ્રહણ કીધી ન હતી. તેનું તો હજી બંધારણ થતું હતું. ખુશાલી અને દુ:ખની લાગણી ઘણી કમ હતી.

એટલાન્ટીયન પ્રજાએ ફકત આકાશી યાને ઍંદ્રપ શરીર ગ્રહણ કર્યું હતું, અને તે પ્રજા સામટીરીતે રતાશ પડતા પીળા રંગની હતી, આ ચોથી પ્રજાનાં શરીરના લાગણીઓ ઘણી વધારે તીવ્ર હતી. તેઓની ચક્ષુ અને સાંભળવાની શકત ઘણી નિક્ષણ હતી, સ્વાદની શકિત લેમુરીઅન પ્રજા કરતાં તેઓએ વધુ ખીલવી હતી, છતાં તે ઉંચા પ્રકારની ખીલવણી ન હતી, કારણ હલકો અને ખરાબ ખોરાક તેઓને પુરેપુરો માફક આવતો હતો. તેઓનાં તન મનની લાગણી ઘણી તિક્ષણ ન હતી, કારણ કાંઇપણ ઇજા કે સખ્ત જખમો ઘડીકથી તેઓને ઝાઝું દુખ થતુ ન હતું, અને તે વહેલા રૂઝાઇ જતા હતા.

આ પ્રજાની સાત ઉપપ્રજાઓ હતી, કે જે રમોહલ, ટલા વાટલી, ટોલ્ટી પહેલી તુરાનીઅન, અસલ સેમીટીક, એકેડીયન, અને મોંગોલીઅનને નામે ઓળખાતી હતી. એટલાન્ટીયન પ્રજાની ત્રીજી પેટા ઓલાદે આખા એટલાન્ટીસ મુલક ઉપર રાજ કીધું હતું, અને તેની રાજધાની "સોનેરી દરવાજાનો મુલક" એ નામે ઓળખાતી હતી, કે જે મુલક મોટી વિખ્યાતી અને સત્તા ભોગવી ગયો હતો. તે ઓલાદ એટલી તો મોટી હતી કે કદીમ વખતનો અજબ જેવો મીસર મુલક તેનુંજ એક સંસ્થાન હતું. હમણાના ચીનાઓ, મલાયાન લોકો, તારતરો, અને જંગલી રૅડ ઇંડયનો એટલાન્ટીયન પ્રજાઓનીજ ઓલાદો છે, કે જેઓમાં તે મૂળ પ્રજાના કેટલાક ખાસ ગુણો ઉતરેલા જણાય છે.

પાંચમી મૂળ પ્રજા આર્યન કે જેને મનસિક તત્વ મુખ્ય કરીને ખીલવવાનું છે, તે પ્રજા ઘણુંકરીને ઘંઉ વર્ણની છે. પાંચમી ઓલાદના શરીરની ઇંદ્રીઓ શુદ્ધ, ખાકી સંબંધને જવાબ દેવામાં ચોથી પ્રજાનાં બહુ ઉંચી ખીલવણી પામેલાં લોકો કરતાં ઓછી ચંચળ અને ઓછી તિક્ષણ છે. જે વાઇબ્રેશનો ચોથી પ્રજાની ઇંદ્રીઓ ઉપર અસર કરતાં હતાં તે પાંચમી પ્રજાની આંખ, કાન અને લાગણી (સ્પર્શ)ની ઇંદ્રીઓ પર અસર કરતાં નથી. બીજા હાથ ઉપર એ પ્રજા ચોખી ઇંદ્રીઓને લગતી અસર મેળવવામાં ઓછી શિક્ષણ હોવા છતા જુસ્સાઓ સાથ ભેળાયલી અસરને જલદી ગ્રહણ કરે છે, અને કુદરતની કે હસ્તકૃત, આવાજ કે રંગની બારીક અસરોને ઘણી સરસ રીતે ગ્રહણ કરે છે. વળી ત્રીજી કે ચોથી પ્રજાનાં શરીરો કરતા પાંચમી પ્રજાના શરીર ઉપર કોઇ પણ ઓચીંતા બનાવનો આંચકો વધુ અસર કરે છે. આ પ્રજાના શરીરમાં જ્ઞાનતંતુને લગતી રચના ઘણી નાજુકાઇથી

થયલી છે, અને તેથી જ્ઞાનતંતુ પર ઓચીંતી અસર કરે એવો બનાવ અતી ઘણો સખ્ત લાગે છે અને તેથી જ્ઞાનતંતુઓ છેક ઢીલા થઇ જાય છે. તેમજ પાંચમી પ્રજાના સૌથી વધારે ખીલેલાં ઇન્સાનોમાં બાકી શકિત કરતાં મનની શકિત સર્વોપરી હોવાથી અતી ઘણી ચીંતા, મનને લગતાં દુખ કે જેનાથી જ્ઞાન તંતુઓ ઉપર બોજારૂપ થઈ પડે છે. શરીરના સાંચા-કામમાં વહેલી ખલલ પુગાડે છે, અને નબળાઈ, દુઃખ દરદો લાવી નાંખે છે.

દરેક મૂળ પ્રજામાં મનુ નામનો એક મહાન આગેવાન હોય છે કે જે જેમ આગળ જણાવ્યું છે તેમ દુનીઆનાં મીનોઇ કારોબારમાં સરદારી ભોગવતાં મહાન મંડળનો તે પ્રજાનાં પ્રતીનીધી અને હાકેમ જેવો ગણાય છે. જેથી મુસા પેગંબરે કીધેલું કહેવાય છે તેમ કોઇકિ રીતે છુટી પાડીને તે પોતાની પ્રજાને દુર લઇ જાય છે અને તેઓને એક અલાહેદી કોમ તરીકે રાખીને એક મહાન પ્રજા તરીકે તૈયાર કરવામાં આવે છે.

પાંચમી મૂળ પ્રજાના મનુ–મહાત્મા વૈવસ્વત મનુએ આશરે સીત્તેર હજાર વર્ષ અગાઉ ઍટલાન્ટીયન ટાપુમાંથી ઉચ્ચ ખાનદાનના કેટલાક જીવોને લઇને પહેલાં અરેબ્યાની ભુગીના મધ્ય ભાગમાં અને ત્યારપછી મધ્ય એસ્યામાં તેઓને એક જુદી નવી પ્રજા તરીકે તૈયાર કીધી. તે પહેલી ઉપ–પ્રજાના વંશોને તેઓના આગેવાન મનુ તરફથી જુદી જુદી વખતે સ્થાનનો ફેરફાર કરાવીને ઇ. સ. પૂ. ૧૮,૮૭૫ અને ૯,૫૦૦ની વચ્ચેના જમાનામાં હીંદુસ્તાનના દ્વીપકલ્પ લેમુરો–એટલાન્ટીયન પ્રજાની વચ્ચે લાવવામાં આવ્યા અને એટલા-ન્ટીયન પ્રજાની સાથ ભેળી નાંખી કે જે પ્રજાઓમાંથી આજની હીંદી પ્રજા ઉતરી આવી છે. પોતાના મુઠીભર માણસોમાં મોટી કોશેશથી જે બારીક ગુણો ખીલવ્યા હતા તે આ જોડાણથી રખે નાબુદ થાય એવી ફીકરથી મનુએ ઇ, સ. પૂ. ૮,૦૦૦ને આશરે જ્ઞાતીબંધનનું ધોરણ સ્થાપ્યું અને એટલાન્ટીયન પ્રજા સાથના લગનની મના કીધી. આવી રીતે હીંદુસ્તાનની ચાર જ્ઞાતી પહેલવહેલી તેઓના સરદાર મનુએ ઉભી કીધી હતી. બ્રાહ્મણોની જાત મૂળ આર્યન પ્રજામાંથી પ્રગટ થયલી ધારવામાં આવે છે, કે જેઓ હીમાલય પરથી આવ્યા હતા. તેઓની ચામડી સફેદ હતી અને આજે પણ બ્રાહ્મણોની જ્ઞાતી બીજી જ્ઞાતી કરતાં કાંઇક વધારે ખુલ્લો રંગ ધરાવે છે. લાલ રંગની ટોલટેક ઉપપ્રજા જે આર્યન પ્રજા અગાઉ હીદુસ્તાનમાં રાજ કરતી હતી તેની સાથે લગનથી જોડાયલી જ્ઞાતી તે ક્ષત્રી વર્ગ થયો. પીળા રંગની તુરાનીઅન પ્રજા સાથ લગનના ગાંઠથી જોડાયલા આર્યનો તે

વૈશ્ય યાને વેપારી વર્ગ ગણાવા લાગ્યો. સઘળી જ્ઞાતીઓમાંની સૌથી હલકી અને ઉતરતી પંકતીની જ્ઞાતી તે શુદ્ર અને-આર્યન રહેવાસીઓ હતા, અને તેઓના વંશો હજુબી ઉપલી ત્રણ ઉંચ ગણાતી જ્ઞાતીની બહાર છે.

બીજી ઉપપ્રજા આર્યન સેમીટીક હતી, જેણે ઈ. સ. પૂ. ૪૦,૦૦૦ને આશરે લગભગ આખા આફ્રીકા ઉપર જીત મેળવી હતી. એ અસલ સેમીટ પ્રજાથી જુદી છે, અને હાલમાં પણ આરબ અને મુર લોકોમાં આર્યન છાપ જણાય છે. ત્રીજી ઉપ-પ્રજા ઈરાનીયન હતી અને તે ઇ. સ. પૂ. ૩૦,૦૦૦ને આશરે પુરાતન ઈરાનમાં વસ્તી હતી અને પશ્ચીમ એશિયામાં રાજ કીધું હતું. તે ઈરાનીઓના મુખ્ય પ્રતીનીધીઓ તે હીંદુસ્તાનના આજના પારસીઓ છે, કે જે પોતાની આસપાસની બીજી પ્રજાઓ કરતાં તદનજ જુદા લગભગ ૧૦૦,૦૦૦ની સંખ્યા ધરાવતી એક ઘણી નાની કોમ છે.

ચોથી ઉપપ્રજા તે રોમાની અથવા લેટીન પ્રજા હતી કે જે સાધારણ રીતે કેલ્ટીક નામથી ઓળખાય છે, અને તે જુસ્સા અને લાગણીની અસરથી થતી મનશકિતની ખીલવણી સાથે સંબંધ ધરાવે છે, અને તેટલા માટે તે હુન્નર કળાની અજબ જેવી ખીલવણીની બક્ષેશ પામેલી છે. તે પ્રજા ઇ૦ સ૦ પૂ૦ ૨૦,૦૦૦ને આશરે મધ્ય એશ્યામાંથી આગળ વધી અને યુરોપમાં પગ પેસારો કીધો તે અગાઉ હઝારો વર્ષ સુધી કોકેસસના પ્રગણામાં જઇ વસીને જ્યોર્જીઆ, માંગરેલીઆ, આરમીનીઆ અને ફ્રીઝીઆ પર રાજ ચલાવ્યું હતું યુરોપનો મધ્ય ભાગ પાણીમાંથી ઉગી નીકળ્યા પછી ને આ ઓલાદથી વસાવા માંડયો અને આ ઉપપ્રજા પુરાણા ગ્રીસ, આલબેનીઆ, ઇટલી, ફ્રાન્સ, સ્પેન, બેલજીઅમ, સ્વીટઝર્લેંડ અને આયર્લેંડના ભાગ ઉપર ધીમે ધીમે ફેલાતી ગઇ. આ ઓલાદનાં માણસો ગોળ માથાં, ભુરા અથવા કાળા બાલ અને આંખોવાળાં હતાં, અને સાધારણ રીતે કદમાં ઘણાં ઉંચાં ન હતાં. તેઓ કલ્પનાશકિત ધરાવનાર, છટાદાર, કવિતા અને ગાયનની શકિત ધરાવનાર પોતાના કોઇપણ સરદાર તરફ જુસ્સાભર્યો ભકિતભાવ દેખાડીને બહાદુરીથી તેની પુઠે ચાલનારા હતા, પણ જેને આપણે કામકાજની લાયકાત કહીએ છીએ તેની ખુટ હોવાથી અને સચાઇ માટે લાગણી ધરાવના નહિ હોવાથી કોઈ પણ કામકાજમાં નીરાશી મળતાં દુખી થઇ જનારાં હતાં.

પાંચમી છેલ્લી પ્રજા ટયુટોનીક ઇ૦ સ૦ પૂ૦ ૨૦,૦૦૦ ને આશરે કોકેસસ આગળ થઇને આવી, પણ મુખ્ય કરીને કારપીઅન સમુદ્રનાં કિનારા આગળ દાઘેસ્તાનનાં મુલકમાં આવી વસી. આ પ્રજાના લોકો મધ્ય યુરોપમાં મોટા મેદાનોમાં બહોળી ખાંજનવાળી જગ્યાઓ વસવા લાયક થઇ ત્યાંસુધી, એટલે લગભગ ઇ૦ સ૦ પૂ૦ ૮,૫૦૦ સુધી આ ભાગોમાં રહ્યાં હતાં. તેઓએ ત્યારપછી એક મોટાં લશ્કર રૂપે ઇશાન ખુણાં તરફ ચાલુ મુકયું, અને હાલ જયાં પોલેંડમાં ક્રેકો શહેર આવેલું છે ત્યાં સુધી ગયા અને પછી જેમ તેઓની સંખ્યા વધતી ગઇ તેમ આસપાસ ફેલાવા લાગ્યા. આ ઉપ–પ્રજામાં હાલના રશીઅનો, ક્રોશીઅનો, સર્વીઅનો, બોઝનીઅનો, લેટસ લોકો, લીથુએનીઅનો, પ્રશીઅનો, જર્મનો, સ્કેન્ડીનેવીઅનો અને ગૉથ લોકો સમાઇ જાય છે. સ્કેન્ડીનેવીઅનો પહેલા નોરમન્ડીમાં જઇ વસ્યા અને પાછળથી નોરમનો તરીકે તેઓએ ઇગલંડ અને સીસીલી કબજે કીધું, જયારે તેઓના વંશજો ઉત્તર અમેરિકા, ઓસ્ટ્રેલેશીઆ અને દક્ષિણ આફ્રિકામાં ફેલાયા. ગૉથ લોકોએ આખું દક્ષિણ યુરોપ જીતી લીધું, અને ફ્રાન્સ, ઇટાલી અને સ્પેનમાં સઘળાં અમીરી ખાનદાનોમાં તેઓનું લોહી વહે છે. આ પાંચમી ઉપ–પ્રજા ઘણા મજબુત અને જોરાવર બાંધાની આગલી ઉપ–પ્રજા કરતાં સંખ્યામાં વધારે મોટી, ઉંચી અને ખુબસુરત, લાંબાં માથાંવાળી, ખુલા રંગના બાલ અને માંજરી આંખોવાળી હતી. આગલી ઉપ–પ્રજા કરતાં તેના ગુણો પણ જુદા છે. તે મક્કમ અને ખંતીલી છે અને ચોથી ઉપ–પ્રજાનું ઉછાછંળાપણું તેનામાં થોડું છે. તેની ખુબીઓ નાજુક પ્રકારની નહિ પણ સાદી સમજને અનુસરતી, વહેવાર, ધંધા વેપારમાં બંધએસ્તી, તોછડી અને સાચવટભરી, ખુલ્લું અને સીધ્ધું બોલનારી, અને ખ્યાલી ચીજોને બદલે સંગીન તરફ વધારે ખેંચાય તેવી છે.

હવે એક નવી (છઠ્ઠી) ઉપ–પ્રજા ઓસ્ટ્રેલીઆ, ન્યુઝીલેંડ અને યુનાઇટેડ સ્ટેટસમાં ઉત્પંન થવા લાગી છે. વોશિંગ્ટન ખાતેની અમેરિકન બ્યુરો ઑાવ એથનોલોજી નામની મંડળી તરફથી અમેરિકાની આ નવી ઉપ–પ્રજા માટે કેટલાક હેવાલો બહાર પડયા છે, અને તેમાં આ હકીકત કબુલ રાખવામાં આવી છે કે તે મોટા દેશમાં એક નવી પ્રજા હાલ હસ્તીમાં આવતી જાય છે કે જે કોઈ પણ હૈયાત પ્રજાથી ઘણી બાબદોમાં જુદી પડે છે. આ પ્રજા અમેરિકામાં સઘળે જાણીતી થયલી છે, પણ તેના પશ્ચિમ ભાગમાં મોટી સંખ્યામાં તે જણાય છે. આ પ્રજામાં મરદ અને

ઓરતોની એક મોટી સંખ્યાનાં છુટા છુટા ફોટોગ્રાફો લઈને તે સઘળા ઉપરથી એક એવો ફોટોગ્રાફ ઉપજાવી કાઢવામાં આવ્યો છે કે જેથી માણસ જાતના પ્રગટીકરણમાં થતો આ નવો ફેરફાર વધારે સારી રીતે જોઇ શકાય. તેમ કરતાં માલમ પડે છે કે તેઓનો ઘાટ ખુલો મરોડદાર છે. જડબું ચોરસ, માથું બળવાન મનશકિત દેખાડનાર, ચેહરો મરોડદાર અને જરા કરડો, આંખો અકેકથી દુર અને માથામાં ઉંડી ગોઠવાયલી, નાક જરા પાતળું પણ સિધ્ધું મરોડદાર અને નાજુક, કપાળ ઘણું પહોળું પણ ઉંચું નહિ, હડપચી મજબુત અને ઘટમદાર છે. આ સઘળી ખાસ શારિરીક ગુણો સાગના નવા નમુનાની રચનાની ખુલી ગવાહી છે કે જેની મદદથી મનુષ્યની રચનાને લગતી વિદ્યા જાણનારાઓ જુદી જુદી પ્રજાઓને ઓળખી શકે છે. તેઓનાં મનને લગતાં મુખ્ય લક્ષણો મજબુત ઇચ્છાશકિત, મનશકિતની અત્યંત ખીલવણી અને કોઇબી ચીજનો વહેલો છાપ મેળવવાની શકિત છે.

દરેક નવી મૂળ પ્રજાની સાથે પૃથ્વીની રચનામાં અને જમીન અને પાણીની ગોઠવણમાં મોટા ફેરફારો થાય છે.* સઘળી મોટી આફતો, આપણી દુન્યામાં ધર્તિકંપથી થતી મોટી ઉથલપાથલો દુન્યાનાં બાતેન કારોબાર પર સરદારી ભોગવનાર ચાર સૌથી મહાન કારોબારીઓનાં કાબુ હેઠળ છે—જયારે મનુઓ પોતે—દરેક મૂળ પ્રજાઓ માટે અકેક મનુ પોતાની પ્રજા ઉપર દેખરેખ રાખે છે કે જેની મારફતે માણસ જાતનું પ્રગટીકરણ આગળ વધે છે. આગળ જણાવ્યું છે તેમ આપણી પાંચમી મૂળ પ્રજાની છઠી ઉપ–પ્રજામાંથી છઠી મૂળ પ્રજા ઉત્પંન થશે અને તે નવી મૂળ પ્રજાનાં વતન તરીકે એક નવો ખંડ તૈયાર કરવા માટે જમીન અને પાણીની વહેંચણીમાં આપણી પૃથ્વીની સપાટી પર ચોકકસ ફેરફારો અત્યાર અગાઉના થવા માંડયા છે. ખરેખર રીતે છઠી મૂળ પ્રજાના દોરની ગર્ભિત હાલત ઇ. સ. ૧૮૭૫થી શરૂ થઇ ચુકી છે, જો કે તેનો જન્મ છ સાત સદી પછી થશે.

**સવાલ**—પાણીમાંથી પ્રગટ થતો એ નવો મુલક કયાં છે? અને એક નવી મૂળ પ્રજા માટેનો તે મુલક છે એમ શા ઉપરથી કહી શકાય છે?

**જવાબ**—આગલા જમાનામાં એવા ખંડોની હસ્તી હતી કે જે ઉપર મોટા સુધારા થઇ ગયા હતા કે જે માટે હવે કશો શક રહ્યો નથી. લેમુરીઆ ખંડની હસ્તી સાયન્સ તરફથી કબુલ રખાતી જાય છે

* જુઓ વંદીદાદ.

અને એટલાન્ટીસની હસ્તી વધારે ને વધારે સ્વીકારાતી જાય છે. હિંદુ પુરાનોમાં ખંડ પછી ખંડનું ઉગી નીકળવું અને તે ખડો અકેકી ઓલાદનાં વતન તરીકે છે એવું જણાવવામાં આવ્યું છે, અને વળી સાત મોટા ખંડોનાં નામો આપવામાં આવ્યાં છે, કે જયાં ઇન્સાન જાતની સાત મોટી ઓલાદો હસ્તી ભોગવી ગઇ છે, યા હવે પછી હસ્તી ભોગવશે. કુદરતી રચનાને લગતી વિદ્યાને લગતા મહાન જર્મન અભ્યાસી હીકલનાં મત પ્રમાણે માણુસાઇ ઓલાદે લેમુરીઆ નામનાં ખંડ પર પોતાની કારકીર્દીની શરૂઆત કીધી, કે જે ખંડ હમણા પેસીફીક મહાસાગરની નીચે ગરક ગયો છે, કે જેથી જયાં એકવાર મુલક વસ્તો હતો, ત્યાં હમણા પાણી છે. પશ્ચિમમાં લેમુરીઆ નામે ઓળખાતો અને પુરાનમાં શાલ્મલી તરીકે જણાવેલો ખંડ સંપુર્ણ રીતે ખીલવણી પામેલી ત્રીજી ઓલાદનું પાળણું હતું. ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલેંડ બન્ને મુલકો તે પુરાના ખંડને લગતા હતા. જ્વાળામુખી પર્વતોનાં ફાટવાથી, આગથી, અને ગંજાવર ધડાકાઓથી જમીન ફાટવાથી દર્યામાં ધસારો થઇ, રેલથી એ ખંડનો નાશ થયો અને એટલાન્ટીસ નામનો બીજો ખંડ ઉગી નીકળ્યો, જેને પુરાનોમાં કુશાને નામે ઓળખવામાં આવ્યો છે, અને તેમાં ચોથી મૂળ પ્રજાનો ગંજાવર અને મહાન સુધારો ઉત્પંન થયો, અને ત્યાંથી તે વખતની આખી દુન્યામાં તે ફેલાયો. પણ તે મહાન એટલાન્ટીઅન સુધારો પણ આગથી નહિ પણ કેટલીક ભારી આફતોથી નાશ પામ્યો, તેથી તે ખંડના ટુકડે ટુકડા થઇ ગયા અને તે રેલમાં ડુબી ગયો અને તેની પાછળ આખી દુન્યામાં નોઆહની રેલ,* ડયુકેલીઓનની રેલ વગેરે નામની દંતકથાઓ અને વાર્તાઓ ચાલુ રહી. હમણા જયારે એટલાન્ટીક મહાસાગરની ઉંડાઇની તપાસ કરવામાં આવે છે ત્યારે ત્યાં ટેકડીઓનાં મથાળાં અને ખીણો માલમ પડે છે. ટેકડીઓની કેટલીક ઉંચી ટોંચો કેનેરી ટાપુઓ અને એવાજ બીજા ટાપુઓ રૂપે રહેલી છે. તેમજ પેસીફીક મહાસાગરમાં જયાં લેમુરીઆ ખંડનો મોટો વીસ્તાર આવેલો હતો, ત્યાં હમણાં જાવા, ઇસ્ટ ઇંડયન ટાપુઓ, સ્પાઇસ ટાપુઓ વગેરે બાકી બચેલા છે. આપણી આર્યન મૂળ પ્રજાનું વતન પુરાનોમાં ક્રોન્ચને નામે ઓળખાય છે અને તે હાલમાં એશીઆ યુરોપનો ખંડ છે. જયારે આગલા લેમુરીઆની જગ્યા પર હાલ પેસીફીક મહાસાગર અને એટલાન્ટીસની જગ્યા ઉપર એટલાન્ટીક મહાસાગર ઉછાળા મારે છે. પુરાનોમાં જણાવેલો ભુતકાળનો હેવાલ હાલની વિદ્યાની મદદથી ખરો ઠરતો

* જુઓ વંદીદાદ.

જાય છે અને તેટલામાટે બીજા બે ખંડો નીકળવાની તેમની આગાહી ખરી ઠરશે, એમ માની શકાય છે. પશ્ચિમ તરફના સાયન્ટીસ્ટો કદાચ પુરાનોને વજન નહિ આપે, પણ સાયન્સના વધારા માટેની બ્રિટીશ એશો-સીએશનનાં મત પ્રમાણે એક નવો ખંડ કે જેને પુરાનોમાં શાક નામે ઓળખ્યો છે, તે "પેસીફીક મહાસાગરનાં આતશી કુંડાળા"માં દેખાવા લાગ્યો છે અને જવાળામુખી ક્રિયાથી એક પછી એક ટાપુઓ પ્રગટ થતા જાય છે અને અલાસકા નજદીકના બેગોસ્લોફ ટાપુઓ ઘણી ચોંકાવનારી ઝડપથી ઉગી નીકળ્યા છે, અને તેની એક ટોચ દર્યાની સપાટીથી ૧૦૦૦ ફીટ ઉંચે પુગી ગઈ છે. ભુસ્તરશાસ્ત્રીઓ જણાવે છે કે આ રીતે ધીમે ધીમે જયાં હાલ પેસીફીક મહાસાગર છે ત્યાં એક નવો ખંડ ઉગી નીકળશે. પેસીફીક મહાસાગરમાં "ધર્તીકંપને લગતાં કુંડાળાં"માં કામ કરતી જ-મીન રચનારી શકિત ધ્યાનમાં લેતાં એ નવો ખંડ ફીલીપાઈન ટાપુઓ, જાપાન અને એલ્યુશીઅન ટાપુઓથી આશરે ૪૦૦૦ માઇલના વિસ્તાર સુધી લંબાશે એવી વકી રાખવામાં આવી છે, અને જેટલી ઝડપથી આ ટાપુઓ ઉગી નીકળ્યા છે, તેટલી ઝડપથી જો તે ખંડ ઉગી નીકળે તો સાયન્ટીસ્ટો ધાસ્તી રાખે છે કે એક રેલનો એવો મોજા ઉત્પન થશે કે જે આખી દુન્યા પર ફરી વળશે. આગલો અનુભવ સાબેત કરે છે કે જયારેબી એક નવો ખંડ હસ્તીમાં આવે છે ત્યારે માણસજાત એક નવોજ રસ્તો લે છે અને એક નવી મૂળ પ્રજાની શરૂઆત થાય છે. ખચિતજ ભવિષ્યની મૂળ પ્રજાનાં વતનની તૈયારી તરીકે એક ભયાનક આફત આવવીજ જોઇએ; તોપણ માણસજાત તેમાંથી બચી શકશે. ઘણાજ દુરના ભવિષ્યમાં બહોળી અને ગંજાવર પાએમાલી, જવાળામુખી આગો, ધર્તીકંપો, અને રેલના મો-જાઓ નોર્થ અમેરીકાનાં ટુકડે ટુકડા કરી નાંખશે, અને તે ખંડ પેસીફીક મહાસાગરના પેટામાં ગરક જશે. અને જેવી રીતે લેમુરીઆનો આગથી નાશ થયો હતો, તેમ આગથી જન્મ પામેલો શાક ખંડ ઉગી નીકળશે, અને એક નવી મૂળ પ્રજાનાં નવાં વતન તરીકે તે થઇ પડશે. તે આફત દુન્યાઇ મોટા ચકરાવાની નીશાન ગણાશે, પણ એ દરમ્યાન નાના ચકરાવા-ઓ ચાલુ રહેશે. અને આવતી છઠી મૂળ પ્રજાનાં બંધારણની તૈયારી માટે છઠી ઉપ-પ્રજાનો જન્મ અને ખીલવણી થવી જોઇશે. એ છઠી મૂળ પ્રજામાં ભાઇબંધીનાં સુધારાની સ્થાપના થશે, અને નવી મૂળ પ્રજા ઓસ્ટ્રેલીઆ, ન્યુઝીલેંડ અને અમેરીકાના નવા મુલકમાં પ્રગટ થવા માંડી છે, અને દરેક નવી ઉપ-પ્રજાની માફક એક માણસ તરીકે જાહેર થવાને સર્વોત્તમ ગુરૂને

અરજ કરે છે, અને પોતાને બંધબેસતું ખાસ ધાર્મીક શિક્ષણ મેળવવાની આર્જુ રાખે છે સાતમી ઉપ-પ્રજા પણ હજી તો પ્રગટ થનાર છે, અને તે યોગ્ય વખતે દક્ષિણ અમેરિકામાં દેખાવ દેશે.

આવી રીતે એક જગદ્‌ગુરૂના પ્રગટ થવામાં નજદીક આવતા વખતની નીશાનીઓ બાકી દુન્યામાં પણ ખુલ્લી માલમ પડે છે, અને જોકે તે પણ છઠી ઉપ-પ્રજાનાં વિચારનું સ્વરૂપ ઘડવા માટે ખાસ આવે છે, છતાં તેવણનું કામ આખી દુન્યાને લગતું છે અને તેની અસર દુન્યાની તમામ પ્રજાને લાગુ પડશે. પણ તેમનું શિક્ષણ ખરેખર તો છઠી મૂળ-પ્રજામાં ફત્તેહમંદ નીવડશે, કે જે પ્રજામાં તેવણ મુખ્ય તરીકે દેખાવ દેશે, અને તે પ્રજાને તેવણના મહાન જાએનશીનના માયાળુ હાથોમાં તાલીમ માટે સોંપવામાં આવશે. આ ભવિષ્યનાં જાયેનશીન હાલમાં એક ડહાપણના સરદાર તરીકે અને સર્વોપરી જગદ્‌ગુરૂના ચેલા તરીકે રહેલા છે.

**સવાલ**—એક મહાન **જગદ્‌ગુરૂના** આવવા માટેનાં યકીનના ટેકામાં કાંઇ વધુ સબબો છે ?

**જવાબ**—આ યકીનને ટેકો આપનારાં નીચલાં કારણો છેઃ—

૧. બાકી દુન્યામાં થતા અને થનારા મહાન ફેરફારો.
૨. દુન્યાની જરૂરયાતો.
૩. એક પયગંબરની આમદ માટેની બહોળાં પ્રમાણમાં વધતી જતી વકી.
૪. જુદાં જુદાં ધર્મશાસ્ત્રોમાં આપવામાં આવેલી આગાહી.
૫. અંતરની બશારત.
૬. ચોક્કસ મુદતે ફરી ફરી બનતા બનાવો.
૭. કેટલાક આગળ વધેલા જીવોનો અંગત અનુભવ અને અભિપ્રાય.

પહેલાં કારણનાં સંબંધમાં આગળ સમજાવવામાં આવ્યું છે કે વિદ્વાન સાયન્ટીસ્ટોની નજર આગળ આજે પૃથ્વીની રચનામાં અને માણસ જાતનાં ઘાટ ઘટનમાં જે મોટા ફેરફારો થાય છે,—પેસીફીક મહાસાગરમાં એક નવા ખંડનું ઉગી નીકળવું અને અમેરિકા અને ઓસ્ટ્રેલીઆમાં એક નવી ઉપ-પ્રજાની શરૂઆત જેવા બનાવો બને છે,—તે તવારીખમાં એક નવા દોરની શરૂઆતની ખુલ્લી ગવાહી આપે છે.

આ બનાવો એક સર્વોપરી જગદ્‌ગુરૂના આવવાની ગવાહી પુરે છે કે તેવણ દરેક ઉપ-પ્રજાની શરૂઆતમાં તે નવી પ્રજાને તેના સુધારાની

ખીલવણી માટેનો નવો ધર્મ અને મીનોઇ જુસ્સો આપવાને માણસ તરીકે જાહેર થાય છે.

**સવાલ**--ત્યારે બીજું કારણ--દુન્યાની જરૂરીયાતો શું છે?

**જવાબ**--આપણી નજર આગળ આપણે સુધારાની રચનાને તુટી જતી જોઇએ છીએ, અને આપણને લાગે છે કે માણસજાતના વધારા માટેનાં કામની નવી રીતીઓ ઉપજાવવાને અને તેમાં વધારા માટે નવો જુસ્સો અને બશારત આપવાને એક નવા ગુરૂની હમણા અત્યંત જરૂર છે.

**સવાલ**--માણસજાતની જીંદગીનાં મહાન વિભાગોમાં, વધારા માટે જરૂરની શોધખોળો અને સુધારાઓનાં કામની આપણી હાલની રીતીઓ આપણને વધુ વાર ઉપયોગી જણાતી નથી. અને ધર્મ, સાયન્સ, અર્થશાસ્ત્ર, રાજયનીતી અને બીજાં કામોમાં આપણે અટકી ઉભા છીએ. આપણે માટે એમાંથી એક રસ્તો રહ્યો છે. અને તે એ છે કે નવી રીતો ધારણ કરવી યા માણસજાતના વધારાનો અંત આવવા દેવો. છેલ્લો રસ્તો એક પળ ભર પણ આપણે ગંભીરાઇથી સ્વીકારી શકીએ નહિ અને તેટલા માટે નવી રીતીઓ શોધી કાઢવાનો આપણે માટે એકજ રસ્તો બાકી રહ્યો છે.

**ધર્મ.**

પશ્ચિમના મુલકોમાં સામાન્ય ફર્યાદ થઇ પડી છે કે લોકોની દેવળમાં હાજરી ઓછી થતી જાય છે, અને લોકોમાં મીનોઇ બાબદો માટેની સમજ શકિતમાં કોતાહી જણાય છે. ટુંકમાં ધર્મ સંબંધી સંજોગોનાં અવલોકન ઉપરથી એવું જણાય છે કે હાલનો ત્યાંનો ધર્મ સામાન્ય પ્રજાનો ધર્મ નથી.

એક હાથ ઉપર તવંગર માણસો મોજમઝા, જડવાદ અને એશ-આરામની શોધમાં મચ્યાં રહે છે, જયારે બીજા હાથ ઉપર ગરીબો જીંદગી ટકાવી રાખવાની જેહમતમાં રોકાયલાં રહે છે. આટલા માટે બન્ને વર્ગની જીંદગીમાં મીનોઇ બાબદો માટેનાં ખેંચાણની જગ્યા નથી. ધર્મ કે જેનો માણસજાતની જીંદગી પર મજબુત આંકોશ જોઇએ, તે હાલના સંજોગોમાં તેવો આંકોશ રાખવામાં નિષ્ફળ નીવડયો છે. પણ ધર્મ સંબંધી જુદા જુદા પંથોની બહાર ઘણીક નવી હીલચાલો ઉભી થઇ છે કે જેમાં હઝારો આતુર અને ભાવીક લોકો સામેલ થાય છે અને તેઓમાં ખરી મીનોઇ ભુખ ઉત્પંન થવાથી તેઓ માત્ર અઠવાડયામાં એક દિવસની બંદગીથી સંતોષ નહિ પામતાં મીનોઈ સચાઇને પોતાની દરરોજની જીંદગીમાં અમલમાં મુકવાની કોશેશ કરે છે.

ગેતી દુન્યાનો મીનોઇ દુન્યા સાથનો સંબંધ સમજવા માટે પશ્ચિમ

તરફના વિચાર આચારો અને ધર્મમાં હમણા એક નવી રીત ઉભી થઇ છે. ધર્મમાં તે યોગનું રૂપ લે છે. એટલે જાહેર રેવાજ કે કાયદાને બદલે અંતરનાં હોકમો ઉપર અને જાહેર ફતવાઓને બદલે અંતર-જ્ઞાન ઉપર અમલ કરવામાં આવે છે, અને તેમ કરતાં મીનોઇ સચાઇઓને લગતી હકીકતનું જ્ઞાન અંતરના સાક્ષી પાસે મેળવવામાં આવે છે. ૧૯૧૪માં સેંટ પોલનાં દેવળનાં ધર્મગરૂએ આપેલાં જાણવાજોગ ભાષણો આ બાબદનો પુરાવો છે. તેણે જણાવ્યું હતું કે યોગ એ ખરેખરો વિદ્યાને લગતો બંધએસ્તો ધર્મ છે. તે એક ઉંડી મહાન સચાઇ છે, અને તેણે પુરવાર કીધું હતું કે એક યોગીને માટે સઘળાં ધર્મ પુસ્તકો અને સઘળી બહારની મદદ બીનજરૂરી છે, કારણકે જયારે બાતેનની રોશની પ્રગટ થાય છે ત્યારે જાહેર રોશનીની જરૂર રહેતી નથી. ખ્રીસ્તી મુલકોમાં સઘળે આ ખ્યાલ ફેલાતો જાય છે, અને ધર્મને ઉંચ તબક્કા પર લાવવાની કોશેશ થાય છે. ઉપર જણાવેલો ખ્યાલ એ છે કે માણસ ખોદા સાથ સીધા સમાગમમાં આવી શકે છે, અને ધર્મ સંબંધી સચાઇઓનું મીનોઇ સ્વરૂપ જોઇ શકે છે, અને તેમનું અચુકપણું સ્વીકારે છે. પુર્વ તરફના મુલકોમાં ધર્મ સાધારણ નજરે તપાસતાં જીવ વગરના મરણ પામેલાં ખોખાં જેવો છે. તેમાં માત્ર ક્રિયા અને રેવાજોજ સમાયલા છે, અને અજ્ઞાન વર્ગ તરફથી ચોક્કસ પ્રમાણમાં જે ભકિતભાવ દેખાડવામાં આવે છે, તે સિવાય ભાગ્યેજ કાંઇ લાગણી કે સમજ શકિત તે તરફ દેખાડવામાં આવતી હોય. પણ પશ્ચિમનાં મુલકોની માફક અહિ પણ ઘણાં ઉત્તમ મગજો—ખાસ કરી ઉઘરતી ઓલાદ--મીનોઇ સત, યોગ, અને યોગનાં જુદા જુદા રસ્તાઓની મારફતે મીનોઇ હોશની શકિતઓ અને આત્માને લગતું જ્ઞાન ખીલવવાની ખાહેશ તરફ વળેલાં રહે છે.

આવી રીતે ધર્મમાં દેખીતી મંદી ફેલાયલી છે, કે જે માત્ર જુની-નવી રીતો લાગુ પાડવાથી દુર થઈ શકે--એટલે પશ્ચિમમાં ધર્મોના સંબંધમાં નવી રીતો દાખલ કરવાથી અને પુર્વમાં જુની રીતોને સજીવન કરવાથી તેમ થઇ શકે—અને આગળ વધતી માણસ જાત સન્મુખ ધર્મી જીવનનો નવો સને શરૂ થઇ ચુકયો છે.

પશ્ચિમ તરફની ફીલસુફીમાં ખોદાની હસ્તી વિષેનાં એક નવાં મતની શરૂઆત થતી જાય છે, કે જે મત હિંદુસ્તાનમાં સામાન્ય છે અને જે સામાન્ય ધર્મનો ખુદ પાયો છે. આ મત એવું શીખવે છે કે તમામ જગતમાં માત્ર ઇશ્વરી હોશ છે. ફીલસુફીનું નવું બંધારણ દેખીતી રીતે આ મતને આધારેજ રચાશે.

## હુન્નર અને વિજ્ઞાનશાસ્ત્ર.

સાયન્સમાં રેલવે અને ટેલીગ્રાફ, ટેલીફોન અને ઍરોપ્લેન, વાયરલેસ ટેલીગ્રાફ અને રેડીઓગ્રાફ વગેરેની અજબ જેવી શોધોથી છેલ્લી સદીમાં આપણે ગંજાવર ફેરફારો અનુભવ્યા છે. હાલનો સાયન્ટીસ્ટ આપણા ખ્યાલમાં પણ નહિ આવી શકે તેમ એક ગ્રેનનાં હઝારમાં ભાગ સુધીનું વજન કરી શકે છે, પણ પોતાની પાસનાં મોજુદ યંત્રોની મદદથી અવલોકન કરવાની તેની શકિતની હદ પર તે આવી પુગ્યો છે. અવલોકનની આ રીતીઓ કે જે અત્યારસુધી સાયન્સનાં એક પુરા આધાર જેવી ગણાતી હતી, તેનાથી નવાં સાયન્સનાં પુસ્તકો જુદાં પડે છે, અને માત્ર ગણીતનેજ આધારે કામ લે છે. સર ઑલીવર લૉજ પોતાની "રેમંડ" નામની ચોપડીમાં જણાવે છે કે, "એક કુદરતી વિજ્ઞાનશાસ્ત્રી જ્ઞાનતંતુઓની મારફતે મળતી સીધી અસરો ઉપર માત્ર આધાર રાખીને બેસ્નો નથી. તેને એવા સંખ્યાબંધ ખ્યાલો અને ચીજો માટે કોઇ પણ શારીરીક સાધન હોતુ નથી. દાખલા તરીકે ગરમી અને ગેસનાં વેગને લગતાં અનુમાનો, વીજળી, મેગ્નેટીઝમ, અને રસાયણી સંયોગને લગતાં અનુમાનો તથા ઇથરને લગતું તેનું જ્ઞાન તેને એવા સંજોગોમાં લઇ જાય છે કે જયાં જ્ઞાન આપવા માટેનાં સીધાં સાધનો તરીકે જોવાની, સાંભળવાની અને સ્પર્શની ઇંદ્રીઓ નકામી થઇ પડે છે, અને તેમની મારફતે કશું કાર્યસાધક કામ થઈ શકતું નથી. આવા સંજોગોમાં દરેક બાબદ ઇંદ્રીઓના અનુભવ વગર દેખીતી તકલીદી, અને કાંઇક દરજ્જે ખ્યાલી કે કલ્પીત રૂપમાં સમજવી પડે છે."

સાયન્સને લગતી શોધખોળો, ઇથિરને લગતી બારીક વીગતોમાં હવે ઝડપથી દાખલ થાય છે, કે જે વિગતોનું જ્ઞાન ગમે એવાં બારીક કે નાજુક યંત્રથી આપણે મેળવી શકીએ તેમ નથી. ચોક્કસ યાંત્રીક ગોઠવણ કે જે ઇથરનાં મોજાઓને વધારે નરમ બનાવી શકે છે, તેની મદદથી ઘટતા પરદાઓ વાપરીને સાયન્ટીસ્ટો ઇથિરને લગતાં ખોરેહને આપણી નજરને દેખાતું કરવાની કોશેશ કરે છે, અને એવીજ કોશેશ એક રજકણનાં રૂપ અને રચનાની શોધ માટે પણ થાય છે. ગુસ્સના આવેશમાં તેમજ પ્યાર કે ખીજવાટ, શારીરીક કે મનને લગતાં દુખ કે દલગીરીની વખતે ફુટી નીકળતા પરસેવાનાં કારણ તેઓ શોધવા માગે છે, અને આ રીતે માણસની લાગણીની હાલતો કે જે એઆલ (આકાશી) દુન્યા સાથે તાલુકો ધરાવે છે, તેના ખાશ પરીણામો વિષે તેઓ તપાસ કરે છે.

આ કામ કોઈ જાતનાં બાકી યંત્રોની મદદથી નહિ પણ કેટલીક નાજુક ઇંદ્રીઓને ખીલવવાથી કરી શકે છે કે જે ઇંદ્રીઓ તેઓની સાયન્ટીફીક રીતોને તે દુન્યામાં તે અજમાવવાને તેઓને શકિતવાન કરે છે. પણ હાલમાં સાયન્સને લગતી શોધખોળોની હદ આવી રહી છે અને ઇથરની પેલી મેર તેઓ જઇ શકતી નથી. તેને હવે એક નવો રસ્તો લેવાની જરૂર છે. અને તે યંત્રોને સુધારવાને બદલે શોધકની શકિતઓ ખીલવવાનો છે.

માણુસમાં એવી છુપી શકિતઓ છે કે જેની મદદથી તે નહિ કલ્પી શકાય એવી બારીક ચીજો સમજી શકે છે અથવા સુક્ષ્મદર્શક યંત્રની મદદ વગર એક રજકણુની રચના જોઇ શકે છે. કલેરવૉયન્સ (બાતેન નજર) ની શકિત કેટલાકોએ મેળવી છે, અને તેઓ તેનો ઉપયોગ કરે છે. જો કે તે મેળવતાં ઘણી સખ્ત મહેનત કરવી પડે છે, જાતી ભોગ આપવો પડે છે, અને ઘણીક રીતે અગવડો ખમવી પડે છે. આવી રીતે વધારે ઉંચ ઇંદ્રીઓની ખીલવણીથી સાયન્ટીસ્ટોને પોતાની સાયન્ટીફીક રૂઢીઓનો એબ્સલ દુન્યામાં ઉપયોગ કરવાનું સવલ થઇ પડશે.

રૂહાંની શકિતઓને લગતી વિદ્યા (સાઇકૉલૉજી) માં સાયન્સની રૂએ તપાસ કરનારાઓ પોતાનાં મુકરર કીધેલાં ધોરણની બહાર જઇ શકતા નથી. તેઓ પુરાવા એકઠા કરી શકે છે, પણ તે મેળવવાને માટે માણુસનાં હોશની જુદી જુદી અજબ જેવી અને અસાધારણ હાલતો વિષે કાંઇક જાણવા માટે સ્પીરીચુઆલીસ્ટો અને મેસમેરીસ્ટો જેઓને તેઓ ધીક્કારે છે, તેઓનીજ મદદ લેવાની તેમને જરૂર પડે છે.

વૈદક વિદ્યામાં ડાકટરોનો દવાઓ ઉપરનો વિશ્વાસ ઓછો થતો જાય છે અને દરદીનાં મનની હાલતને તેઓ વધુ અગત્ય આપે છે. કોઇ પણ બાકી સાધન વગર સુચના અને વિચારશકિતથી સારા થતા દરદીઓની સંખ્યા વધતી જાય છે એ વાત ના પાડી શકાય તેમ નથી. અને ફ્રાંન્સમાં ઘણા તબીબો ગુંચવણભર્યાં દરદો પારખવા માટે કલેરવૉયન્સનો ચાલુ ઉપયોગ કરે છે.

હુન્નર, ગાયન, ચીત્રકળા અને કોતરકામનાં સંબંધમાં જુના વિચારો નાશ પામતા જાય છે, અને નવા, દેખીતા વિચીત્ર વિચારો તેમની જગ્યા લે છે. આવી રીતે માણુસની પાસબાન શકિતઓ ધર્મ અને ફીલસુફીનાં સંબંધમાં તેમજ વિદ્યા હુન્નરનાં સંબંધમાં માણુસ જાતને એક નવોજ જુસ્સો પુરો પાડે છે.

## આર્થીક અને રાજદ્વારી હિલચાલો.

સંસારી દુન્યામાં આપણાં જુનાં ખાતાંઓ આપણી નજર આગળ પડી ભાગતાં જાય છે. સંસાર સંબંધી સંખ્યાબંધ ગુંચવણભર્યા સવાલો આપણી સામે ઉભા છે, અને એક નવો રસ્તો લેવાને નવી રીતો કામે લગાડવાની જરૂરયાત અતી ઘણી તાકીદની દીસે છે.

આખી દુન્યામાં સંસારી, આર્થીક અને રાજદ્વારી મુશ્કેલીઓ ઉભી થઇ છે. સુધરેલી દુન્યાના દરેક દેશમાં હસ્તી ધરાવતી ભયંકર બેકરારી, વારંવારની સંખ્યાબંધ હડતાળો, દોલતવાન અને મજુરો વચ્ચેના ટંટા, હાથે મજુરી કરનારાઓનાં દુઃખ અને આર્થીક દુન્યાની જરૂરયાતો, ભયભરી ગરીબાઇનાં દુઃખો, અને દુન્યાની સઘળી મોટી પ્રજાઓમાં હસ્તી ધરાવતી દુર કરી શકાય એવી કંગાળયતનું પ્રમાણ, એક તરફ હદ બહાર કંગાળ ગરીબાઇ, અને બીજી તરફ દોલતનાં ડુંગરો વચ્ચેનો અંતર, વેપાર અને આર્થીક બાબદોમાં હરીફાઇ, હિંદુસ્તાનમાં ગ્નાતી બંધનનાં જુનાં ધોરણને લીધે ચાલતો જુલમાત, પ્રજાઓના લોભો, ગોરી અને કાળી પ્રજાઓ વચ્ચેનો મતભેદ, અને સંસારી તેમજ રાજદ્વારી જીંદગીનાં દરેક તબક્કામાં મર્દોની જોડે જોડ જગ્યા મેળવવાના હકની અને કેળવણી અને સંજોગોમાં સરખાપણું મેળવવા માટેની ઓરત જાતની માંગણી—આ અને એવાજ બીજા ગુંચવણભર્યાં સવાલોથી લોકો કોઈ બચાવનારની આર્જુ રાખનાર થયાં છે. અને એક નવા જમાનાને બોલવાની અને એક નવા સુધારાની ગોઠવણ થવાની વકી રાખે છે. હાલનો સુધારો કે જેને માટે આપણે આટલાં બધાં મગરૂર છીએ તે ખરેખર બહુ કંગાળ થઇ પડયો છે, અને જે સખ્ત ફેરફારો તેને પડતી અને આફતમાંથી બચાવી શકે તે કરવા માટે તેમાં કાંઇ મીનોઇ તત્ત્વ આમેજ થવાની જરૂર છે. આ સવાલો કઠોરપણે ભુલાવાથી, ગુસ્સાથી કે અવિશ્વાસથી ઉડાવી દેવાનાં નથી, પણ સઘળા વર્ગોને વધારે ધાડા સંબંધમાં લાવીને તેનો નીકાળ કરવાનો છે. ગરીબોને મારફાડ કરતાં અટકાવવાની, તવંગરોને જાતી ભોગ આપતાં શીખવવાની, ધીક્કારને કચડી નાંખી પ્રેમનો ફેલાવો કરવાની, અને એક મહાન સામ્રાજ્ય ઉભું કરવાની જરૂર છે; કે જેમાં સઘળાઓ હમણાની માફક જુદી જુદી ટોળીઓ, વર્ગો અને પ્રજાઓમાં વહેંચાઇ જઇને લડતા રહેવાને બદલે ભાઇબંધો તરીકે રહી શકે.

દુન્યામાં ઘણાક લોકો–ખાસ કરીને ઉધરતી ઓલાદ–એવી છે કે જેઓ બહુ ઉલટમંદ અને મદદ કરવાને તૈયાર, માણસ જાતની સેવામાં પોતાની જીંદગી અર્પણ કરવાને આતુર અને દુન્યાની હાલત સુધારવાની કોશેશ કરવાને પોતાની જીંદગી અને જોર વાપરવાને રાજી છે. પણ અત્યારસુધીમાં તેઓની આ કોશેશને જાણવાજોગ ફતેહ મળી નથી; કારણ કે ઉંચાં સંસારી બંધન ઉત્પંન કરવાની રીતો તેઓ જાણતા નથી. આ ઉપરથી એક વાત નકકી થાય છે કે દુન્યાને એક સાચા રાહબરની જરૂર છે, કે જે ઉધરતી ઓલાદની ઉલટને ખરે માર્ગે દોરવી શકે.

આવી રીતે દુન્યા એક મોટા ફેરફારના તબક્કા પર ઉભેલી છે, કે જે તબકકો એક સુધારામાંથી બીજા સુધારામાં દાખલ થવાનો રસ્તો દેખાડે છે, અને ધર્મ, સાયન્સ, સંસાર અને રાજદ્વારી બાબદોમાં તેમજ જીંદગીના સઘળા મોટા વિભાગોમાં આપણાં આગળ વધવાનાં સઘળાં સાંધનો ખુટી ગયાં છે, અને નવી રીતો અને નવા રસ્તાની જરૂરયાત માણુસ જાતની તાકીદની હાજતો થઇ પડી છે. આપણો તમામ સુધારો તેનાં મૂળ પાયાથી ધસી ગયો છે, અને તેને ફેરવવાને અને આખી રચનાને નવેસરથી રચવાને તમામ સુધારા અને માણુસ જાતને મકકમ પાયા પર મુકવાને આપણને નવી રીતો દેખાડવા માટે અને જે મહાન ગુંચવણભર્યા સવાલોનો નીર્ણય હાલની માણુસ જાત વધારે ઉંડાં ડાહપણની ગેરહાજરીમાં કરી શકતા નથી, તે સવાલોનો ફડચો કરવા માટે એક મહાન ગુરૂની મદદની જરૂર છે. પુરાતન વખતમાં આવા સંજોગો જગદગુરૂનાં પ્રગટ થવાની નીશાની તરીકે ગણવામાં આવતા હતા અને હાલનાં વખતમાં પણ આપણે તેમજ ગણીએ તો તેમાં ખોટું કાંઇ નથી.

**સવાલ**—હવે **જગદગુરૂ**નાં વહેલા પ્રગટ થવા માટેનાં તમારાં યકીનનું ત્રીજું કારણ–દુન્યામાં ફેલાયલી વકકી–વિષેનો ખોલાસો આપો.

**જવાબ**—આખી દુન્યામાં સઘળે એવી વકકી રાખવામાં આવે છે કે **જગદગુરૂ** ઘણા ટુંક વખતમાં દેખાવ દેશે, અને આ એક ઘણી જાણવાજોગ નીશાની છે. એક આશા હમેશાં પાર પડે છે એવા સામાન્ય યકીનનાં ભિત્તરમાં ઘણી સચ્ચાઇ સમાયલી છે. દુન્યામાં બનનારા કોઇ મોટા બનાવની અગાઉ તે માટેની વકકો શા માટે ફેલાયલી રહે છે તેનું એક કારણ છે. બીનોઇ દુન્યામાં બીનો સ્વરૂપે જે બનાવો બને છે; તે સઘળાનાં ખાકી દુન્યામાં બનતા બનાવો માત્ર ઝાંખા પડછાયા છે. કામની અગાઉ વિચાર

ઉત્પંન થાય છે, અને મીનોઇ દુન્યામાનાં વિચારો આ દુન્યામાં વકી રૂપે પ્રગટ થાય છે. જે મહાન મીનોઇ હસ્તીઓ આપણી દુન્યાની રાહબરી કરે છે અને પ્રગટીકરણની ઇશ્વરી યોજનાને અમલમાં મુકે છે, તેઓ એક જગદ્‌ગુરૂનાં પ્રગટ થવાના વખતથી વાકેફ હોય છે, અને હમણા તેઓ તેવી પધરામણી માટેની તૈયારી કરવામાં મીનોઇ દુન્યામાં રોકાયલા છે. તેઓના વિચાર–આકારો આ દુન્યામાં ફેલાય છે, અને માણસોનાં મનમાં જગદ્‌ગુરૂનાં આવવા વિષેનાં ખ્યાલ ઉત્પંન કરે છે, જે ખ્યાલ ખુદ વહેલો પાર પડવાની નીશાની દર્શાવે છે.

દુન્યાના ઘણા જુદા જુદા ભાગોમાં યોગીઓ અને આત્મજ્ઞાનીઓ તરફથી સ્વતંત્ર રીતે આ વકી જાહેર કરવામાં આવે છે. સાધારણ માણસોની દુન્યા મીનોઇ હકીકતને લગતી બાતેન દુન્યા સાથે ગુંથાયલી હોવાથી કુદરતી છે કે જયારે અતી ઘણી અગત્યતાનો એક મીનોઇ બનાવ બનવાનો હોય ત્યારે તે વકી માટેની ખુશાળીની લાગણી જે માણસની મીનોઇ ખાસ્યતમાં જન્મ પામે છે, ને તેનાં રોજીંદાં ભાનમાં પ્રગટ થાય છે અને પેલા બનવાનાં બનાવો માટે તેને ઝાંખો ભાસ આપે છે. આવી વકી જે પ્રગટ થનારા જગદ્‌ગુરૂનો રસ્તો તૈયાર કરવા માટેના એક કાસદ જેવી છે તે દુન્યામાં અગાઉ ઉત્પંન થઇ હતી. ક્રાઇસ્ટનાં જન્મ અગાઉ આખી રોમન પ્રજામાં આવી વકી ફેલાયલી હતી. મહાત્મા બુધ્ધ અને શ્રી કૃષ્ણનાં જન્મ અગાઉ હિંદમાં પણ તેમજ બન્યું હતું. દુન્યામાં સઘળા મહાન ગુરૂઓનાં આવવા અગાઉ આ અજબ જેવી આશાની લાગણી ફેલાયલી આપણે જાણ્યે છીએ અને આજે જે બોહળાં પ્રમાણમાં તે આશા ફેલાઇ છે તેવી અગાઉ કવચીતજ ફેલાઇ હોય.

એ વધતી જતી આશા હવે સઘળી પ્રજાઓમાં ફેલાયલી છે, અને ઘણાં મંડળો તે નામવરની પધરામણી માટેની તૈયારી કરે છે, કારણ ઘણા નજદીકનાં વખતમાં તેમની પધરામણીની વકી રાખવામાં આવે છે. હિંદુ ધર્મ મહાત્મા મૈત્રેયના આવવાની આગાહી કરે છે, બુધ્ધ ધર્મ "દેવતાઓ અને માનવીઓનાં ગુરૂ" બોધીસત્વ મૈત્રેયનાં આવવા વિષે વકકી રાખે છે. જરથોસ્તીઓ જેને સોસ્યન્તના નામથી ઓળખે છે તેના આવવાની રાહ જુવે છે, જયારે યાહુદીઓ મેસાયા અને ખ્રીસ્તીઓ ક્રાઇસ્ટના આવવાની ઉમેદ રાખે છે. જાવાનીસ પ્રજા "શ્રી પ્રુનજુંગ સેત" અથવ "પવીત્ર સફેદ કમળ"ના આવવા માટેની રાહ જુવે છે, જ્યારે મોહમેદનો

અલ્લાહના એક બીજા નબી–ઇમામ મહેદીનાં આવવાની રાહ જુવે છે. જ્યારે દક્ષિણ અમેરિકાના જંગલી રેડ ઇંડયનો પણ પોતાના મહાન ગોરા ગુરૂ "કવેઝાલ કોટલ"ના આવવાની વકી રાખે છે, કે જેવણ તેઓના જણાવ્યા પ્રમાણે દર્યાની પેલે પારથી દેખાવ દેશે. આ પ્રમાણે ખરેખર તો "તમામ પ્રજાની ઉમેદ" એકલા તેવણજ છે, કે જેમની આ ખાકી દુન્યા પરની પવિત્ર પધરામણી અને જરૂરયાત માટે આતુરતાથી તલબ કરવામાં આવે છે. આ પ્રમાણે વધતી જતી ઇંતેજારી સાથે દુન્યાની તમામ પ્રજાઓ એક મહાન ગેબી સાહેબની પધરામણી માટે રાહ જુવે છે, કે જે સાહેબ આ દુન્યામાં આગળ હાજરી આપી ગયા છે, અને તે એકજ **સર્વોત્તમ ગુરૂ** કે જેમનો અવાજ વાજીંત્ર જેવો મધુર છે અને જેમનું દીલ મહોબતથી ભરપુર છે—તેવા એકની જગ્યા કદી ખાલી પડી નથી, તેમજ આ ખાકી દુન્યાનાં માનવીઓ માટેની તેમની સેવા બંધ પડી નથી.

**સવાલ**—ધર્મનાં પુસ્તકોમાં તેમજ કોઇબી બીજે ઠેકાણે **સર્વોત્તમ-ગુરૂની** આમદ માટે શું આગાહીઓ કરવામાં આવી છે?

**જવાબ—હિંદુ.**

ભગવત ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણએ કહ્યું છે કે "મારી પાછળ હું ઘણા જન્મો છોડી આવ્યો છું. અને વળી ઓ ભારત! જ્યારેબી ધર્મનો ક્ષય થાય છે અને પાપ વધી જાય છે ત્યારે હું પોતે આવું છું. ભલાઓનાં બચાવ માટે અને બુરાંઓનાં નાશ માટે અને ધર્મને ફરીથી સ્થાપવા માટે હું જુદા જુદા યુગોમાં જન્મ લેવું છું."

હિંદુઓ ઇશ્વરનાં દશ મુખ્ય અવતારો માને છે, તે ઉપરાંત પુરાનમાં ચૌદ નાનાં અવતારો માટે જણાવવામાં આવ્યું છે, કે જેઓમાંનો છેલ્લો અવતાર કાલકી હજી પછી આ પૃથ્વી પર પ્રગટ થવાનો છે. શ્રીમદ-ભાગવતમાં જ્યાં રૂષી મૈત્રેય (હાલના જગદગુરૂ) ને દ્વૈઆપન વ્યાસ (છેલ્લા જગદગુરૂ જેવણ બુધ્ધ હતા) તેમના મીત્ર તરીકે વર્ણવેલા છે, અને જે હકીકતને યોગીઓ તરફથી ટેકો મળે છે ત્યાં અવતારોનાં સંબંધમાં એવું કહેવામાં આવે છે કે જગદગુરૂનાં અવતારો અસંખ્ય છે. વળી વીશનું પુરાનમાં આગાહી કરવામાં આવી છે કે રૂષી મેત્રેય કલી યુગમાં મીનોઇ જ્ઞાનનો બોધ આપશે અને મહોબત અને ભાઇબંધી ઉપર રચેલો વધારે સારો સુધારો સ્થાપશે. હાલનાં જગદગુરૂ કાલકી અવતાર નથી કે જેવણને

આવવાને હજી ઘણો લાંબો વખત છે. પણ રૂષી મેત્રેયને (ઘણો વખત અગાઉથી) ભગવત પુરાનમાં આગમચથી ભવિષ્યનાં જગદ્‌ગુરૂ તરીકે જાહેર કીધા છે, કે જે ધર્મ પુસ્તકમાં અવતારની એક લાંબી હારમાળા (દશનાં ઉમેરા સાથ) આપવામાં આવી છે, જે જમાનાનાં મોટા ચકરાવાઓની શરૂઆત તેમજ આખેરી જણાવે છે.

બે સદી અગાઉ મદ્રાસ ઇલાકામાં રહેતા વીરબ્રહ્મ નામનાં એક સાધુએ કેટલીક આગાહીઓ કીધી હતી કે જે અત્યારસુધી જાણવાજોગ રીતે ખરી પડી છે. બીજી આગાહીઓમાં તેણે એવું જણાવ્યું હતું કે જગદ્‌ગુરૂ તેના વતનની નજદીક જન્મ લેશે. અને પુર્વજન્મમાં તેમની સાથે સંબંધમાં આવેલાં લોકોની વચ્ચે મોટા થયા પછી દુન્યામાં આશરે ઇ૦ સ૦ ૧૯૨૦ માં જાહેરમાં આવશે. આ આગાહી છેક બસો વરસની વાત ઉપર થઇ હતી, તે જોતાં અને આગલ ચાલતાં આપણે જોઇશું કે જગદ્‌ગુરૂ એક દાયકામાં દેખાત દેશે એવી વકી રાખવાને આપણને કારણ છે, તે ઉપરથી ઉપર જણાવેલો સને કાંઇ ખોટો નહિ હોય.

## બુધ્ધિસ્ટ.

બુધ્ધ ધર્મ પુસ્તકમાં આપણે વાંચીએ છીએ કે આનંદે પોતાનાં આંસુઓ અટકાવીને મહાત્મા બુધ્ધને કહ્યું. " તમારા ગયા પછી અમોને કોણ શિક્ષણ આપશે ? " અને મહાત્મા બુધ્ધે જવાબ દીધો. " આ ખાકી દુન્યામાં આવેલો હું કાંઇ પહેલોજ બુધ્ધ નથી. તેમજ હું છેલ્લો પણ નથી. ઘટતે વખતે દુન્યામાં બીજો બુધ્ધ—એક પવિત્ર આત્મા એક સર્વોત્તમ પ્રકાશીત જીવ પ્રગટ થશે, કે જે માણસ જાતનો અનુપમ સરદાર છે અને ફરેસ્તાઓ તેમજ ઇન્સાન જાતનો એક ગુરૂ છે.

" જે મીનોઇ સચાઇઓ મેં તમને શીખવી છે તેજ સચાઇઓ તે તમને જાહેર કરશે. તે પોતાનાં ધર્મનો ઉપદેશ આપશે કે જે ધર્મ પોતાની શરૂઆતમાં પોતાની જાહોજલાલીમાં અને અંતમાં, પોતાનાં જાહેર તેમજ બાતેન સ્વરૂપમાં કિર્તીવંત રહેશે.

" તે તમામ સંપુર્ણ, ધાર્મીક અને પવિત્ર જીંદગી માટેનું શિક્ષણ આપશે."

આનંદે કહ્યું, " અમો તેવણને કેવી રીતે પીછાણી શકીશું ? "

મહાત્મા બુધ્ધે જવાબ દીધો " તે મૈત્રેય તરીકે ઓળખાશે, જેનો અર્થ માયા થાય છે. "

બરમા ખાતેનો એનમાગી સયદા નામનો એક જાણીતો વડો ધર્મગુરૂ જે બાર વરસની ઉમરે એક સન્યાસીને અર્પણ થઈ ગયો હતો અને એકાંત જીંદગી ગુજારતો હતો, અને જેણે સતાવીસ વર્ષ સમાધિમાં પસાર કીધાં છે, તે બોધીસત્વ મૈત્રેયની નજદીક આવતી પધરામણી વિષે સઘળે ખબર ફેલાવતો રહે છે. તે જણાવે છે કે તેવણ તુસીના સ્વર્ગમાંથી નીકળી ચુકયા છે અને ૧૯૧૪ માં આપણી આ દુન્યામાં એક છોકરા તરીકે વસ્તા હતા. ૧૯૧૬ ના સાલમાં બરમા ખાતે આ ધર્મગુરૂને ૫૦,૦૦૦, થી વધુ ચેલા થયા, કે જેઓ આવનારા બોધીસત્વની વકી રાખે છે, અને સમાધિના અમલથી અને માસનાં ખોરાકથી પરેહજ રહી પોતાનાં શરીરને શુધ્ધ બનાવીને તે સાહેબને મળવાને તૈયાર રહ્યા છે.

તીબેટ ખાતે દલાઇ લામાની મંજુરીયાતથી શીગાત્સના ટેશુ-લામાએ પધારનારા બુધ્ધ મૈત્રેયનું આશરે ૮૦ ફીટ ઉંચાઇનું એક ગંજાવર બાવલું ઉભું કરવાનો હોકમ આપ્યો છે. તે બાવલું ત્રાંબાનાં તમામ પતરાંથી બનાવવાનું છે અને પછી સુનાનું પાતલું પડ તે ઉપર ચઢાવવામાં આવશે. આ ભકિતમાનો તરફનાં એક હદીયા તરીકે ગણાશે કે જેઓ પોતાનું આ પવિત્ર કામ તે સાહેબની આમદ વખતે સંપૂર્ણ થવાની આશા રાખે છે.

## પશ્ચિમ તરફનાં ખ્રિસ્તી ધર્મ-પુસ્તકો અને આગાહીઓ.

"અને જો હું જાઉં અને તમારે માટે એક જગ્યા તૈયાર કરૂં તો હું પાછો આવું છું અને તમને મારામાં સમાવી દેવું છું."—સેંટ જોન, ૧૪-૩, ૨૮.

"અને જ્યારે તેવણ ઑલીવઝના પહાડ ઉપર બેઠા હતા, ત્યારે ચેલાઓએ ખાનગી રીતે તેવણ આગળ આવીને કહ્યું કે અમને કહો કે કયારે આ બધું બનશે? અને તમારી પધરામણીની નીશાન શું થશે?

તમો લડાઈની અફવા માટે અને લડાઈ માટે સાંભળશો એક પ્રજા બીજી પ્રજા સામે અને એક રાજ બીજા રાજ સામે બંડ ઉઠાવશે. અને જુદે જુદે ઠેકાણે મરકી, ધરતીકંપો અને દુકાળ થઈ રહેશે."

—મેથ્યુ. ૨૪. ૩, ૬, ૭.

"કારણ કે તે તેના પીતાની કિર્તી સાથે તેના ફરેસ્તાઓ સહીત આવશે, અને પછી દરેક માણસને તેના કામ પ્રમાણે બદલો આપશે."

—સેંટ મેથ્યુ.* ૧૬-૨૭.

---

* વળી જુઓ, સેંટ મેથ્યુ, ૨૪-૨૧, ૨૨. ૨૫-૩૧, ૨. સેંટમાર્ક ૧૩-૨૬, ૨૭. સેંટ લ્યુક, ૯-૨૬. ૧૭-૨૪. ૫. ૧૧-૨૭, ૩૬.

"અને એક વાદળે તેને તેઓની નજર આગળથી ખેંચી લીધો ... ... ... આ જીસસ જેને તમારી આગળથી બહેશ્તમાં લઇ લેવામાં આવ્યો તેને જેવી રીતે બહેશ્તમાં જતો તમે જોયો તેવીજ રીતે તે પાછો આવશે."

**એકટસ. ૧—૯, ૧૦, ૧૧.**

"ક્રાઇસ્ટ જેને તમારે માટે નેમવામાં આવ્યો છે, તેને તે મોકલશે. ખુદ જીસસનેઃ પણ જેને સઘળી ચીજોની ફ્રશોગદ્‌નો વખત આવે ત્યાંસુધી બહેશ્તમાં ખેંચી લીધો છે."

**—એકટસ, ૩-૨૦, ૧.**

"કારણ કે ઇશ્વર પોતે બહેશ્તમાંથી ઉતરી આવશે."—**થેસેલોન્યન્સ**, ભાગ ૧, ૪-૧૬.

"આટલા માટે ભાઈઓ તે સાહેબનાં આવવાના વખત સુધી ધીરજ રાખો, તમે પણ ધીરજ રાખો, તમારા અંતકરણને શાંત રાખો, કારણ કે તે સાહેબની પધરામણી નજદીક છે"—**જેમ્સ**, ૫—૭,૮.

ગઇ સદીની અધવચ્ચે ક્રાઇસ્ટના આવવા વિષેની આશા લોકોમાં ઉભરી નીકળી હતી, અને તે વખતે લોકોમાં જે આતુરતા હતી તે ઉપરથી જણાતું હતું કે તે મહાન નરના આવવા વિષેનો ખ્યાલ ધરાવનારને લોકો તૈયાર હતા. તમામ ખ્રીસ્તી પ્રજામાં ક્રાઇસ્ટ-એડેલફીયન્સ અને અરવીંગાઇટસ જેવા ઘણા પંથો છે કે જેઓ તે સાહેબના વહેલા આવવાની રાહ જુવે છે, જયારે સેવન્થ ડે-એડવેન્ટીસ્ટસને નામે ઓળખાતો આશરે ૨૫૦૦૦, માનસોનો બનેલો એક નાનો પંથ એવું માને છે કે ટર્કીની પડતી તે સાહેબનાં આવવા માટેની નીશાન ગણાશે. ડોકટર ગ્રૅટન ગીનેસ "જમાનાનો નજદીક આવતો અંત" (The Approaching End of the Age) નામની પોતાની અજબ-જેવી ચોપડી કે જે ગઇ સદીમાં લખાયલી હતી તેમાં ભવિષ્યવાણીનાં પોતાના બહુ બારીક અભ્યાસ પરથી આગાહી કરે છે કે પેલેસ્ટાઇનમાનાં ટર્કીશ અમલની છેવટની પડતી ૧૯૧૮ કે ૧૯૧૯ માં થશે. આ જાણવાજોગ આગાહી ખરી પડવા પછી અને "જેન્ટાઇલ્સનાં અમલ" નો અંત આવ્યા પછી ક્રાઇસ્ટની પધરામણી નજદીકજ હોવી જોઇએ. આ આશા ઇંગ્લંડનાં દેવળોનાં મોટા ધર્મગુરૂઓ તરફથીજ માત્ર નહિ પણ સઘળે ખુણે ખંટોલેથી જુદા જુદા દેશોમાંથી અને વર્તમાન પત્રોમાંથી ફેલાતી ખબરોથી જાહેર થતી જાય છે, અને આ પુરાતન ખ્યાલ સઘળી દિશામાં ફેલાતો જાય છે.

ફ્રાંસિસના મુલકમાં સોનહુમનો વડો પાદરી જે સાધુ થવાની અગાઉ પ્રીન્સ ઉકટોમ્સકી તરીકે ઓળખાતો હતો, અને જે કલેરવોયન્ટ છે, તેણે "માસ"ની ક્રિયા વખતે ઘણા સુંદર ખ્વાબ જોતા છે અને તેમાં ક્રાઇસ્ટનો દેખાવ જોયો છે. તેણે "મઠની દિવાલની પાછળથી" (*From Behind the Convent Wall,"*) એ નામની ચોપડી લખી છે, જેમાં તે જણાવે છે કે ક્રાઇસ્ટનાં આવવાનો વખત થયો છે અને તેની પધરામણી નજદીક હોવી જોઇએ.

આ રીતે તમામ ખ્રીસ્તી પ્રજા જાહેર થનાર ક્રાઇસ્ટને માટે તૈયાર છે અને દુન્યા પર અમલ ચલાવવા અને શીખવવાને માટે માનવાઈ શરીરમાં થનારી તે સાહેબની પધરામણીને માટે તેઓ તૈયારી કરે છે.

યાહુદીઓ માને છે કે એક બાળક જન્મ પામી ચુકયો છે કે જે તેઓનો મેસાયા થશે અને યાહુદી પ્રજાને બચાવશે.

## મોહમેદન.

બેશક અલ્લાહ દરેક જમાનાની શરૂઆતમાં પોતાનાં લોકો માટે પોતાના નબીને મોકલશે જે પોતાનો ધર્મ તાજો કરશે—**હજરત મહમદના સખુનો.**

મોહમેદનો પણ અલ્લાહના બીજા નબીના પ્રગટ થવાની વકી રાખે છે, અને મદીના ખાતેના પયગંબર મહોમદની કબર નજદીક અત્યાર આગમચની એક બીજી ખાલી કબર બનાવી છે કે જેમાં તે સાહેબનું સબ તેમના મરણ પછી મુકવામાં આવશે.

ઇરાનમાં અને બીજે ઠેકાણે શીઆ પંથનાં લોકો પોતાના છેલ્લા ઇમામ—ઈમામ મહેદી માટે જણાવે છે કે જેવણની આમદ માટે પવિત્ર કુરાનમાં આગાહી કરવામાં આવી છે જે ઇમામ ઇ० સ० ૯૪૦માં માણસોની નજરેથી ગાયબ થઇ ગયા, અને જાબુલકાનાં બેદી શહેરમાં લાંબી મુદ્દત સુધી છુપાઇને રાહ જોતા કહેવાય છે અને તેઓ વહેલા દેખાવ દેશે એવી વકી રાખવામાં આવે છે, અને તે બનાવને 'રજાઅત"(ફરીથી દેખાવ દેવો) કરી કહેવામાં અને તમામ દુન્યામાં એકજ ધર્મ સ્થાપવાને અને તમામ દુન્યાને ઇન્સાફ અને નીતીથી, શાંતી અને આબાદીથી ભરપુર કરવાને નજદીકનાં ભવિષ્યમાં તેઓ દેખાવ દેશે એવી વકી રાખે છે.

મહાન સુની આગેવાન ફખરૂદીન રાઝીએ કહ્યું છે કે જ્યારે છટ્ટે વખતે ક્રાઇસ્ટ સાહેબ પાછા આવશે અને જ્યારે હઝરત મહેદી (આવનાર

જગદ્ગુરૂ ) તેમની પાછળ આવશે ત્યારે ઇસ્લામને અલ્લાહે આપેલો કોલ પાર પડશે.

વળી બહાઇ લોકોમાં ધર્મોની એકતાઈ અમલમાં મુકનારી જાણુવાજોગ હિલચાલ ચાલુ છે કે જે હિલચાલ દેવતાઓ અને માણુસોના ગુરૂથીજ પાર પડી શકશે. આ હિલચાલ પહેલાં બાબે શરૂ કીધી હતી અને પાછળથી બહા-ઉલ્લાએ જાહેર કીધી હતી, તે તેના દીકરા અબ્દુલબહા ઉર્ફે અબાસ અફેન્દીએ હવે બહાર પાડી છે.

**સવાલ**—એક નવા પયગંબરની વહેલી પધરામણીનાં તમારાં યકીન માટે તમોએ સાત કારણ જણાવ્યાં, તેમાંનું પાંચમું કારણ જે તમોએ અંતરની બશારત જણાવી તેની મતલબ શું ?

**જવાબ**—અંતર્જ્ઞાન તે રવાનનાં ઊંચ સ્વરૂપ તરફથી મળતું જ્ઞાન છે. અને તેનું મૂળ મન નહિ પણ પ્રેરણા છે અને તે મનશકિત કરતાં લાગણી સાથ વધુ સંબંધ ધરાવે છે. તે કુદરતી જુસ્સાથી જુદું પડે છે કારણ કે જો એક માણુસ ધીરજ રાખે તો એક જુસ્સો વહેલો નરમ પડી જાય છે, જ્યારે અંતર્જ્ઞાન વખતનાં વહેવા છતાં નબળું પડતું નથી. વળી જુસ્સા સાથ હમેશાં ઉશ્કેરણી જોડાયલી રહે છે, અને જો તેને તરત તાબે થવામાં નહિ આવે તો ખીજવાટ અને ગુસ્સાની લાગણી ઉત્પંન થાય છે; તેથી ઉલટું ખરૂં અંતર્જ્ઞાન ચોક્કસ હોવા ઉપરાંત શાંત જોરાવરપણાંના લાગણી તેની સાથ જોડાયલી રહે છે. અંતર્જ્ઞાન જે આત્માને પોતાને ઓળખનારૂં સ્વરૂપ છે, જે પયગંબરી હોશ છે, તે કોઇ પણ આકારમાં દાખલ થઇને પોતાનાં હોશને તે આકારમાં રહેલાં હોશ સાથે એક કરી નાંખી તેનાજ જેવી લાગણી ધરાવીને, તેનાજ જેવા વિચારો કરીને, તેનીજ માફક અવલોકન કરીને, ટુંકમાં તેની સાથે સદંતર એક—થઇ જઇને મનશકિત કદીબી પુગી શકે તે કરતાં વધારે જ્ઞાન મેળવે છે. આ ઉપરથી આપણુને જયોર્જ સેંડના શબ્દો યાદ આવે છે કે "મન શોધે છે, પણુ અંતકરણુ મેળવવા પામે છે."

પ્રોફેસર હકસલી જણાવે છે કેઃ માણુસ બે રીતે જ્ઞાન મેળવે છે. એક તો ઇંદ્રીઓની મદદથી દેખીતા બનાવોનું અવલોકન કરીને અને બીજું તે બનાવો વિષે તર્ક દોડાવીને ને ઉપરથી અનુમાન બાંધીને. આવી રીતે તેનાં બલ પ્રમાણે અવલોકન કરવા માટે ઇંદ્રીઓ અને સમજવા માટે

તર્ક બુધ્ધી, એ માણુસનાં જ્ઞાન મેળવવાનાં એકલા માર્ગો હતા. પણ માણસમાં અંતરની ઇંદ્રીઓ અને મનશકિત ઉપરાંત કાંઇક વધુ છે. માણુસ જાતની તવારીખ સામટીરીતે લેતાં જણાય છે કે જેને ધર્મ સબંધી પ્રેરણા કહેવામાં આવે છે તે માણુસ જાતનાં હોશનો ઘણાં બહોળાં પ્રમાણમાં ફેલાયલો અને ઘણો ખાત્રીપુર્વક પુરાવો છે. આપણે જે સઘળું જાણ્યે છીયે, તેનો આધાર હોશ તરફથી મળતાં જ્ઞાન ઉપર છે. એક માણુસ પોતાની ઇંદ્રીઓથી ઠગાય છે; ઇંદ્રીઓથી તે જાણે છે કે સૂર્ય ઉગે છે અને અસ્ત પામે છે. જ્યારે ખરેખર તો તેવું કશું થતું નથી. તેની તર્ક બુદ્ધી પણ કેટલીકવાર તેને ભૂલ ખામાં નાંખે છે, કારણ કે કેટલીકવાર તેને અવલોકન કરવા માટે પુરતાં સાધન હોતાં નથી. અને તેનાં અનુમાનનાં ખરાંપણાંનો આધાર અવલોકન માટેનાં સાધનની સંપૂર્ણતા પર રહેલો હોય છે, પણ મોટાં તેમજ નાનાં મગજો તરફથી. હરેક રૂપરંગની પ્રજા તરફથી ધર્મ સબંધી હોશને લગતો પુરાવો મળતો રહ્યો છે અને હજી પણ મળે છે. અને જે વધારે જાણવા જોગ છે તે એ કે માણુસ જેમ ઇંદ્રીઓ અને તર્ક બુધ્ધીની પેલી મેર જાય છે તેમ મતફેરી દુર થતી જાય છે, કારણકે ધર્મ સંબંધી અનુભવ વિષે સઘળા યોગીઓનું મત એક સરખું હોય છે હિંદુ યોગી, રોમન કેથોલીક સાધુ અને પ્રોટેસ્ટંટ ભકત સઘળા એક સરખો અનુભવ મેળવે છે અને એક સરખા વિચારો જાહેર કરે છે, અને ક્રિયાઓ તેમજ બહારની ચીજોમાં જુદા પડવા છતાં આત્મીક જ્ઞાન ઉપર તેઓ એકજ ભાષા વાપરે છે, કારણકે તેઓને આત્માથી આત્માનું જ્ઞાન મળેલું હોય છે, કે જે પ્રોફેસર હકસલી જેવા સાયન્સનાં ઉસ્તાદો ધરાવતો નથી. અને જેઓને "મગજથી મળતાં જ્ઞાનને આત્મીક જ્ઞાનથી અને નજરનાં જ્ઞાનને અંતકરણનાં જ્ઞાનથી જુદું પાડતાં શીખવાનું છે." ઘણાકોનાં સંબંધમાં જગદ્‌ગુરૂની પધરામણીનું યકીન તે નામવરનાં આવવા વિષેનું અંગત જ્ઞાન ધરાવનારાઓ તરફથી બહારની દુન્યામાં જાહેર થતી હકીકતનો જોયા અંદરખાનેથી જવાબ મળતો હોય તેમ છે અને આટલા માટે આ યકીનનો આધાર અંતરપ્રેરણા ઉપર છે કે જે શકિત તર્ક બુધ્ધી કરતાં વધારે ચઢીઆતી છે. જો કે ખરેખર આ અંતર્જ્ઞાનનો બચાવ થઇ શકે એવા અકક્રમપબંદ પાયા ઉપર તે રચાયલું છે. તેઓ અંતકરણનાં આ યકીનને ખરૂં માને છે અને તેઓને કારણની જરૂર નથી છતાં તેઓ પાસે કારણો છે,

જેથી માત્ર મનશક્તિની મારફતે, માત્ર વિચાર અને તર્ક બુધ્ધીના ધોરણથી દુન્યાનાં સાધારણ માણસો કે જેઓનું અંતરજ્ઞાન હજી ખીલ્યું નથી તેઓ સન્મુખ પોતાનાં યકીનનું વાજબીપણું તેઓ પુરવાર કરી શકે છે.

**સવાલ**—એક નવા પયગંબરની વહેલી પધરામણી માટેના તમારાં છઠ્ઠાં કારણ તરીકે તમે ચોક્કસ મુદતે ફરી ફરી બનતા બનાવો વિષે ઇશારો કીધો તેનો મતલબ શું?

**જવાબ**—એક જગદ્ગુરૂની આમદ એ એક એવો બનાવ છે કે જે દુન્યાની તવારીખમાં ચોકસ મુદતે ફરી ફરી બને છે. આ તો તવારીખમાં પુરવાર થએલી સચાઇ છે કે જુદે જુદે વખતે માણસ જાતની રાહબરી કરવા માટે દુન્યાનાં જુદા જુદા ભાગોમાં મહાન પયગંબરો તરીકે વ્યાસે, હરમીસ અથવા થોથે જરથુસ્ત્રે, કોન્ફ્યુસે, ગોતમ બુધ્ધે, શ્રી કૃષ્ણે, જીસસ ક્રાઇસ્ટે અને તેઓથી ઉતરતા બીજા ઘણા સાહેબોએ દેખાવ દીધો હતો. અને તવારીખના અભ્યાસ ઉપરથી આપણને માલમ પડે છે કે આ મહાન જીવોના દેખાવો કાંઇ વીખરાઇ જતા નથી, પણ એક તદન મુકરર સીલસીલો જેવાજ હોય છે, તેમજ ઇન્સાનનાં શારીરીક અને માનસીક પ્રગટીકરણ સાથે સંબંધ ધરાવી જમાનાના દોરને લગતા ચોક્કસ નીયમોને અનુસરીનેજ આવતા હતા.

આ અમુક વખતે બનતા બનાવોનું કારણ આગળ સમજાવવામાં આવ્યું છે. દુન્યાનાં મીનોઇ રાજકારોબાર જે એક ખાસ મહેઆરને અનુસરીને દુન્યાના પ્રગટીકરણ ઉપર દેખરેખ રાખે છે, ત્યાંનાં તાલીમ આપનાર વર્ગનાં વડા આ દુન્યામાં ઇન્સાન જાતને તેની જરૂરયાત પ્રમાણે ધર્મની તાલીમ આપવા અને દુન્યાની પરવરસી કરવા પોતે દેખાવ દે છે યા તો પોતાના આગળ વધેલા ચેલાઓમાંના એકાદને મોકલી આપે છે. જ્યારે દુન્યામાં આફત અને મુસ્કેલી ભરપુર થઇ જાય છે, જ્યારે માણસ જાત સઘળી જાતનાં ગુંચવણભર્યા સવાલોથી ઘેરાઈ જઇને કેવી રીતે તેને ઉકલાવવા તે જાણતું નથી ત્યારે, તેમજ જ્યારે આગલા ધાર્મીક ઉપદેશો જોઇતી રાહબરી કરવાને નિષ્ફળ નીવડે છે, અને જ્યારે પ્રગટીકરણનો બહાર ધસતો પ્રવાહ દુન્યાને નવા અને અજાણ્યા સવાલોમાં અથવા કાંઇ નવીજ ગોઠવણ કે જીંદગી માટેની નવી ઇશ્વરી સચાઇઓ પર લાવી નાંખે છે, ત્યારે કુદરતી રીતે આવી વકતની આશા રાખવામાં આવે છે.

વખતો વખત દુન્યાનાં પ્રગટીકરણની બીગીજ રચના પ્રમાણે આ મોટા ફેરફારો બને છે. સુધારાનો એક જમાનો બંધ થઇ તેની જગ્યા બીજો લે છે. ઇન્સાન જાતની જીદગીમાં એક નવો સફો ઉઘડે છે. આ ઉપરથી નક્કી થાય છે કે કોઇ વધુ ઉંચી શક્તિની રાહબરીની તાકીદની જરૂર છે, અને તે રાહબર અને ગુરૂની આતુરતાથી રાહ જોવાય છે. કારણકે જો મણુસ જાતને મદદ કરવાને મટે કોઇ જાતની મુકરર થયલી બીનોઇ ગોઠવણ હોય તો તે મદદ બચિતજ ગરજની વખતે આવવી જોઇએ.

હાલના વખતમાં દુન્યા એક નવા જમાનાની શરૂઆતમાં છે. એક હાથ ઉપર ઝઘડો, મારામારી અને ભજફોડ જુની ગોઠવણને ખતમ થવાની નીશાન દેખાડે છે, જ્યારે બીજા હાથ ઉપર આપણા જમાનાના વધતા જતા ઉંચા ખ્યાલો એક વધારે સારા સુધારાની વહેલી શરૂઆતની આશા આપે છે, તે જોતાં એક મહાન ગુરૂના અવતારનો વખત થઇ રહ્યો છે અને જેઓ એવા ગુપ્ત રહેલા મહાન પુરૂષો સાથે સંબંધમાં છે, અને જેઓ તેઓ તરફથી જ્ઞાન મેળવવાનો હક ધરાવે છે, તેઓ આ નવા આવનાર મહાન ગુરૂ કોણ છે તે જાણે છે.

**સવાલ**—આવનાર જગદ્ગુરૂ માટે ત્યારે શું કોઇને કાંઇ અંગત જ્ઞાન છે?

**જવાબ**—જેઓ દુન્યાની મુશ્કલીઓની વચે જીવે છે તેઓ તે નામવરનાં આવવાની વકકી રાખે છે; કારણ કે તેઓને દુન્યાની આ સૌથી અગત્યની જરૂરયાત માટેનુ અંતર્જ્ઞાન અને લાગણી થાય છે પણ જેઓ એ ભેદને પુગી વળવાને શક્તિવાન છે, તેઓ તે નામવરની પધરામણી માટેની અચુક નીશાનીઓ જોઇ શકે છે. આ દુન્યામાં કેટલાક એવા આગળ વધેલા જીવો છે કે જેઓને આવનાર જગદ્ગુરૂ માટેની જાત માહીતી છે. તેઓને મનથી તે સાહેબ એક મહાન શક્તિ છે; કે જેમને તેઓ ઓળખે છે, જેમને તેઓએ વારંવાર જોયા છે, અને જેમનો અવાજ તેઓએ વારંવાર સાંભળ્યો છે. તેઓ જણાવે છે કે તેઓએ તેમનો પોતાનો સખુન સાંભળ્યો છે કે તેવણ આ દુન્યામાં પ્રગટ થશે, અને તે પણ નજદીકનાં ભવિષ્યમાં. તેઓ આ પેગામ આસપાસ ફેલાવી પોતાની ફરજ બજાવે છે, અને એવા ઘણા જીવો છે કે જેઓ પોતાનાં અંતરની ખાત્રી સાથે આ

પેમામ કબુલ રાખે છે કે જેઓને ઉંડા અંતર્જ્ઞાનથી લાગે છે કે આ વકકીમાં ખરી સચ્ચાઇ છે.

**સવાલ**—એ પ્રગટ થવું કેવી રીતે થશે? શું માત્ર આપણ માણસ જાતની આ દુન્યામાં આપણા તે મહાન ગુરૂ જાતે આવશે?

**જવાબ**—તેમનાં પ્રગટ થવામાં બે જુદા જુદા ખ્યાલો સમાયલા છે. પહેલો અર્થ એ કે દરેક માણસનાં અંતઃકરણમાં ક્રાઇસ્ટનો જન્મ થવાથી હમેશગીની અંદર દુન્યાનાં તે સાહેબનું પ્રગટ થવુ ગણાય. બીજો જાહેર દુન્યામાં મહોબતનાં સાહેબ તરીકે તેઓ જાતે દેખાવ દે કે જેઓએ મહાન જગદગુરૂ તરીકે ક્રાઇસ્ટના નામથી છેલ્લો દેખાવ દીધો હતો. જેઓ ખ્રીસ્તી શિક્ષણથી જાણીતા હશે તેઓને યાદ હશે કે મહાન ચેલા સેંટ પોલે જણાવ્યુ હતુ કે દરેક માણસના ચિત્તમાં ક્રાઇસ્ટને પ્રગટ થવાનું કામ ખ્રીસ્તી ધર્મનું હતું અને આવી રીતે માણસનો આત્મા સંપૂર્ણ ક્રાઇસ્ટની પદવીએ પુગે ત્યાંસુધી તે વધીને ખીલે છે.

આપણુ દરેકનાં અંતરમાં ક્રાઇસ્ટનો અંશ રહેલો છે, જે આપણા-માંનાં ઘણાકમાં હજી નીંદ્રાવશ પડેલો છે, પણ તે બેદાર થઈ શકશે, અને ક્રાઇસ્ટના અંશનું બેદાર થવુ તે દરેક ઇન્સાનનાં અંતરમાં ક્રાઇસ્ટનું સજીવન થવું છે આપણે ખ્રીસ્તી શાસ્ત્રોમાં "તમારામાં ક્રાઈસ્ટ કિર્તીની આશા છે" એવા શબ્દો વાંચીએ છીએ. અને દરેક અંતઃકરણનાં ક્રાઇસ્ટનાં અંશની હાજરી છે જે દરેક માણસાઇ જીવન કિર્તીની આશા આપે છે. આ અંશને પવિત્ર ત્રીકુટીમાંનાં બીજા પુરૂષ સાથે ઘણો ગાડો સંબંધ છે, કે જે ખોદાના દીકરા તરીકે ગણાય છે, તેણે શરીરમાં જન્મ લીધો, અને આપણે તેની મારફતે સંપૂર્ણ નુરમાં મળી જઇએ એટલા માટે તે આપણમાંનો એક ભાગ થયો. તે અંશ વગર આપણી હસ્તી હોઇ શકે નહિ, અને મુકતીને માટે આ આત્મિક અંશનું યકીન જરૂરનું છે.

સત્તરમી સદીનો એક લખનાર એનજેલસ સાઇલેસ્યસ જણાવે છે કે:

"જો કે ક્રાઈસ્ટ બેથ્લેહેમમાં દર વર્ષે જન્મે, પણ જો તે તમારામાં પ્રગટ નહિ થાય તો તમે સદાની નીસ્તીમાં જાઓ, અને જો તમારામાં તેને

કેરવામાં નહિ આવે તો ઝાલગોથાનો ક્રોસ તમોને દુખમાંથી બચાવી શકશે નહિ."

હવે મુકતી તે કાંઇ હંમેશગીની સજામાંથી કે કલ્પીત દોઝખમાંથી છુટકારો મેળવવો એમ નથી, પણ દલગીરી અને દુખમાંથી, ફરી ફરીનાં જન્મોમાંથી અને જન્મ મરણનાં ચકરાવામથી બચી જવાનું છે. અને ક્રાઇસ્ટની શકિત આપણ દરેકમાં છે એ યકીન જે આપણને સલામતીનાં રસ્તા ઉપર મુકે છે, અને જે જાતની જીંદગી આપણે ગુજારવી જોઇએ, તેવી જીંદગી ગુજારતાં શીખવે છે. એ મતલબે લઇએ તો એમ કહેવું ખરૂં છે કે આપણા મીનોઇ વધાના માટે ક્રાઇસ્ટમાં યકીન રાખવું જરૂરનું છે. પણ આપણાં અંતરમાં જે ક્રાઇસ્ટ છે તેની પર આપણે યકીન રાખવાનું છે. આ દુન્યામાં ક્રાઇસ્ટે ગુજારેલી જીંદગી પર યકીન રાખવાથી કાંઇ આપણાં ભવિષ્ય પર અસર થતી નથી. આપણાં અંતરમાં સમાયલા ઇશ્વરી અંશને લગતું જ્ઞાન અને બહારનાં ઇશ્વરી અંશ સાથે હમસાઝ થવાની શકિત આપણને બચાવશે, અને આપણાં માર્ગને મદદ કરીને આપણને જોર આપશે.

"આપણાં બાતેનમાં રહેલી ઇશ્વરી શકિત ઉપર યકીન રાખીને આપણે તેની પરસ્તેશ કર્યે તો આપણે સઘળા દુન્યામાં તારણ કરનારા થઇએ."

આ રીતે ફરી ફરીથી થતા જન્મ મરણનાં ચકરાવામાંથી બચવા માટે આપણાં બાતેનમાં રહેલાં ક્રાઇસ્ટ તત્વને ખીલવવું જરૂરનું છે. તે તત્વ ખીલતું જાય છે, તેમ આપણને માલમ પડે છે કે આપણું જુદું હોશ માત્ર એક ભુલાવો છે. ખરેખર તો આપણે સઘળા ખુદા સાથે એક છીએ: અને જેમ આપણે ખોદાનું પીતાપણું પીછાનતા થઇએ છીએ તેમ આપણે માણસો વચેની ખરી ભાઇબંધી સમજતાં શીખ્યે છીએ.

ક્રાઇસ્ટ તત્વને લગતી ખીલવણી વળી બુદ્ધીક હોશની ખીલવણી પણ કહેવાય છે. સંતો કોઇ સુખની પળ વખતે આ અજબ જેવાં હોશને પુગે છે અને અંતરનાં ક્રાઇસ્ટને પીછાણી શકે છે. પણ કેટલાંકો ખાસ

ઠરાવથી અને નિયમોને અનુસરીને ક્રાઇસ્ટની તે બુરમંદ હાલતને પુર હોશથી પુગી શકે છે અને માણસનાં અન્તરમાં રહેલાં ખોદાઇ હોશને પીછાણનાં શીખે છે, કારણ કે તેઓ પોતે તેના એક ભાગ જેવા છે, આ માણસનાં અંતરમાં થતા ક્રાઇસ્ટનો ખરો જન્મ છે. ખરો માણસ જે આકાશી બળતાંની એક ચીંગારી જેવો છે તે પોતે ઇશ્વરીજ છે, અને તેને મુક્તીની જરૂર નથી. તેને માત્ર આકાશી યોજનાં અમલમાં મુકવા માટે આકાશી શકિતનું એક સાધન થવાની જરૂર છે.

ક્રાઇસ્ટ અથવા બુદ્ધીક તત્ત્વ છઠી મૂળ પ્રજામાં ઘણાં મોટાં પ્રમાણમાં પ્રગટ થશે. જોકે હાલની પાંચમી મૂળ પ્રજાની છઠી ઉપ—પ્રજામાં તે થોડાંક પ્રમાણમાં જણાશે, કે જેને માટે અસાધારણ ઝડપી તૈયારીઓ ચાલે છે, અને જે પ્રજામાંથી છઠી મુળ પ્રજા ઉત્પંન થશે. જે માણસમાં ક્રાઇસ્ટ પ્રગટ થશે, તે ક્રાઇસ્ટના ગુણો દેખાડશે. તે પ્યાર અને ભાઇબંધીનો જુસ્સો દેખાડશે, તે માયાળુ અને સહનસીલ થશે. હરેક માણસ અને હરેક ચીજમાં તે ભલુંજ જોશે. પોતાનાં ભાઇબંધ વિશે કશો મત આપવાની તે ના પાડશે. લોકોમાં કામો માટે તે સૌથી ઉંચામાં ઉંચી નેમો લાગુ પાડશે, અને પોતાની આસપાસનાં સઘળાંઓ તરફ તે સખાવત અને દયાથી વર્તશે. આ રીતે ઘણા માણસો કે જેઓ બુધ્ધ, કૃષ્ણ, કે ક્રાઇસ્ટ તરફ ભકિત રાખીને, બીજાંઓ તરફ સખ્ત વિચારો ધરાવનારી વળણ છોડી દે છે, અને જેઓ પોતાનાં ભાઇબંધનો બોજો ઓછો કરવાનાં કામ ઉપર લાગેલા રહે છે, તેઓનાં અંતરમાં તે પ્રગટ થાય છે. જો કે જાહેર દુન્યામાં તે સાહેબ હજી પ્રગટ થયા નથી, છતાં હમેશગીની બાતેન દુન્યામાં તેઓ સાહેબ પ્રગટ થઇ ચુકયા છે.

"જેનું અંતકરણ માયા અને સચાઇથી ભરેલું છે, જે માણસ જાતને પોતાનાં કરતાં વધારે ચાહે છે, જેનાં જીગરમાં ધીક્કારને માટે જગ્યાજ નથી તે બીજો ક્રાઇસ્ટ થાય છે."

**સવાલ**—કેટલાક ખ્રિસ્તી પંથો માને છે તેમ તે સાહેબની પધરામણીથી શું આપણી દુન્યાનો અંત આવશે?

**જવાબ**—કેટલાંક કારણોને લીધે આ એક ખોટો ખ્યાલ છે. ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોનાં જુદા જુદા ભાગો દુન્યાની તવારીખમાં ઘણે દુર દુરનાં વખતે અને સુધારા અને જ્ઞાનમાં ઘણો તફાવત ધરાવનારા લોકોથી લખાયા હતા, અને તેટલા માટે તેમાં ઘણી પરસ્પર વિરૂદ્ધતા તેમજ કેટલાક ફકરાઓ જુદી જુદી રીતે સમજાવી શકાય તેવા છે. વળી બાઇબલમાંની કેટલીક હકીકતો માત્ર અલંકારીક છે. કોઇબી રીતે ચાર ગોસ્પલ તવારીખ દર્શાવનારાં હોય એમ ધારી લેવાતું નથી. પેલેસ્ટાઇનનાં દક્ષિણ તરફનાં જંગલનાં એક મઠમાં રહેતા મેથ્યુસ નામના એક સાધુએ રચેલા ટુંકા લેખો પર એ સઘળાંનો આધાર છે.

માણસની સંપૂર્ણતા યાને દીક્ષીત થવાને લગતી કેટલીક મુખ્ય હકીકતોને વાર્તાનાં રૂપમાં ગોઠવીને તેણે ઇ. સ. પૂ. ૧૦૫ માં જન્મ પામેલા ખરા જીસસની જીંદગીમાંની કેટલીક બાબદો અને એક બીજો નહિ જણાયલો ઝનુની વકતા જેણે ઇ. સ. ૩૦ નાં સાલમાં જેરૂસલમ ખાતે મારી નાખવામાં આવ્યો હતો તેની જીંદગીમાંની થોડી હકીકતો ભેળી નાંખીને તેણે તે લખાણ પોતાનાં એક ખાસ મીત્ર—એલેકઝાન્ડ્રીઆ ખાતેનાં એક મોટાં મઠનાં વડા ધર્મગુરૂ પર મોકલ્યું અને તે ગ્રીક ભાષામાં ગોઠવવાની તેણે અરજ કીધી. તે ધર્મગુરૂએ કેટલાક જુવાન સાધુઓને આ કામ પર રોકયા અને દરેકને તે કામ તેઓની મરજી પ્રમાણે ગોઠવવા દીધું. આ ઉપરથી જુદી જુદી લાયકાતનાં કેટલાંક લખાણો ઉભાં થયાં કે જેમા દરેક સાધુએ મેથ્યુસનાં અસલ લખાણનો થોડો ભાગ સમાવીને દરેક જણે પોતે જે કાંઇ દંતકથા જાણતો હોય તે અંદર સમાવી દીધી. એમાંનાં ચાર લખાણ હજી આપણી પાસે બચેલાં છે, અને તેમની સાથે તે લખનારાઓનાં નામ—મેથ્યુ, માર્ક, લ્યુક અને જોન—જોડાયલાં છે. આ કારણને લીધે તે સઘળાં ફલાણાંનાં ગોસ્પલ તરીકે નહિ પણ ફલાણા મુજબનાં ગોસ્પલ તરીકે ઓળખાય છે.

વળી જ્યારે આપણે બાઇબલમાંની નવી તોરાતમાંના ફકરાઓને અસલ ગ્રીક સાથે સરખાવીએ છીએ ત્યારે આપણને માલમ પડે છે કે ગ્રીક ભાષામાં દુન્યાના છેડા વિષે ઇશારો મળતો નથી, પણ "જમાનાની આખેરી," એક ફકરાવાનો છેડો, એક દુન્યા દોરનો અંત એવી [illegible]

મળે છે. આ ખ્યાલ જે પૂર્વમાં જાણીતો છે તે પશ્ચિમ દેશમાં ગ્રીક અને રોમન લોકોમાં દાખલ થયો, અને નવી તોરાતમાં તેનો સમાવેસ થવાથી ક્રાઇસ્ટનાં પાછા ફરવા સાથે આ શિક્ષણો સાથે તે જોડાઇ ગયો. તેના તરજુમાનો બોહળો ફેલાવો થયો, અને ગ્રીક ભાષાનાં અસલ શબ્દો તપાસવાની થોડાઓએજ દરકાર કીધી.

"ગ્રીક તેસ્ટામેન" નામનાં પુસ્તકનો લખનાર હેન્રી આલફ્રેડ, ડી. ડી., પોતાનાં પુસ્તકનાં ચોથા ભાગમાં બાઇબલમાંનાં "એપીસલસ ઑફ સેંટ પીટર" નામનાં વિભાગમાં આવેલી આગાહીઓ વિષે વીવેચન કરતાં જણાવે છે કે "જાણે દુન્યાનો સદંતર નાશ થવાનો હોય, પણ એ ખ્યાલ માટે કશો પુરાવો નથી. રેલથી પૃથ્વીનો નાશ થયો ન હતો, અને નવી પૃથ્વી તે વખતે રેલના પરિણામ રૂપ હતી, તેમ ક્રાઇસ્ટની કબુલાત મુજબ નવાં આકાશો અને નવી પૃથ્વી હવે પછીની આગનાં પરીણામ રૂપે પ્રગટ થશે."

આવી રીતે દુન્યાના નાશનો ખ્યાલ ખ્રિસ્તી લોકોમાં બોહળાં પ્રમાણમાં ફેલાયો. પણ આપણા જમાનામાં તે ભાગ્યેજ કબુલ રખાય છે; કારણ કે તે વિવેક બુદ્ધીને એટલો બંધબેસ્તો નથી કે જેથી સાધારણ સમજશક્તિનાં માણસ પણ દુન્યાના તમામ વહેવારનો ઓચીંતો અંત આવવાના ખ્યાલને કબુલ રાખવાને તૈયાર થાય.

આપણે આગળ જોયું તેમ જગદ્‌ગુરૂઓનું આગમન કુદરતના એક મુકરર કરેલા કાયદા મુજબ બનતો સાધારણ બનાવ છે; માણસનાં પ્રગટીકરણ ઉપર કામ કરનાર ખોદાઈ મહેમારનો તે એક ભાગ છે. આ ગુરૂઓની એક લાંબી હાર અનુક્રમ મુજબ મુકરર થયલા અંતરે દેખાવ દે છે, અને દુન્યાઇ સુધારા અર્થે ચોક્કસ નીશાનીઓ અને હાલતોથી તેઓના આવવાની ખબર મળે છે. દુન્યાની તવારીખમાં આપણે જોઇએ છીએ કે જ્યારેમી ચાલુ સુધારો કે ધર્મ નાશ પામવાની નીશાન દેખાડે છે યા તો ફેરવાતી હાલતો સામે બાથ ભીડવાને લાઇલાજ બને છે, ત્યારે એક નવો ચકરાવો, એક નવો કાળ કે જમાનો શરૂ થતાં, ધર્મ અને સુધારામાં કાંઇ ચોકકસ નિયમ સમાવવાને માણસ જાતને પોતાના પ્રગટીકરણમાં એક કદમ આગળ વધવામાં મદદ કરવાને કોઇક મહાન શકિત આ દુન્યામાં પ્રગટ થાય છે.

સવાલ—પણ કેટલાક ખ્રિસ્તીઓ જગદ્‌ગુરૂની બીજીવારની પધરા-મણીને દુન્યાના અંત અને ઇન્સાફનાં દિન સાથ સંબંધ છે એમ માને

છે, ત્યારે એ ઇન્સાફનાં ખ્યાલનો ખોલાસો શું ? વળી એકને દાખલ કરવામાં આવશે, અને બીજાને છોડી મુકવામાં આવશે, એ વાક્યનો ખુલાસો શું ?

જવાબ—આપણે ક્રાઇસ્ટની આમદ વિષેના સાંકડા મનના ફતવાઓ પર આધાર રાખવો જોઇએ નહિ, કે જે ફતવા અભણ જુના વિચારનાંઓમાં સાધારણ છે, તેમજ આપણે તેમાં સમાયલી સચાઇ શોધ્યા વગર કાંઇપણ ખ્યાલ તરફ બેપરવાહ થવાની જરૂર નથી. તેથી આપણે ઇન્સાફનાં આ ખ્યાલને બચ્ચાં સહી શબ્દે શબ્દની રીતે નહિ પણ આત્મીક અને બુધ્ધીક રીતે લેવો જોઇએ. આપણે તે સાહેબની આમદ માટે એવી આશા રાખવાની નથી કે તેવણ દુન્યામાં છેવટનો ઇન્સાફ કરવા અને ભલાંઓને બુરાંઓથી છુટા પાડવાને આવનાર છે. રોઝે રસ્તાખેઝ જે બનાવને માટે અલંકાર તરીકે વપરાયલો છે, તે બનાવ બનશેજ; પણ તે પાંચમાં ચકરાવાની અધવચમાંજ બનશે, કે જે જમાનો હજી અતી ઘણો દુર છે. તે વખતે પણ ભલાંઓને બુરાંઓથી જુદાં પાડવામાં યા બુરાંઓને "કલ્પીત દોઝખ" માં રીબાવવાની મતલબ નથી. જેમ એક શિક્ષક પોતાનાં વર્ગમાનાં કેટલાક પાછળ પડેલા છોકરાઓના બાબમાં વર્તે છે, તેમ તે ફકત તેઓને દુન્યાનાં પ્રગટીકરણમાં એક તબકો પાછળ હઠાવે છે. બુરાંઓની સજાને લગતાં વાકયની મતલબ એટલીજ છે. જે શબ્દોની મતલબ "કાયમનાં દોઝખ"ની કરવામાં આવે છે, તેનો ખરો અર્થ ઉપર પ્રમાણે છે. એમાં સજાનો ખોટો અર્થ સમાયલો નથી, એમાં માત્ર ચાલુ જમાના તથા યુગાદાની વખતે પાછળ પડવાની મતલબ સમાયલી છે. જેવી રીતે એક ભઠ્ઠી કચરામાંથી સોનાને છુટું પાડે છે; તેવી રીતે તેવણ ભલાંઓને બુરાંઓથી જુદાં પાડવા માટે એક ન્યાયાધીશ તરીકે પ્રગટ થશે. અને જયારે આપણે તે સાહેબની મીનોઇ પવીત્રાઇ અને મહોબત તરફ નજર ફેંકીશું ત્યારેજ આપણા પોતાનાં અંતરમાં ઇન્સાફ થશે. કારણ કે ત્યારે આપણે સમજી શકીશું કે આપણે શું માનતા હતા તે સવાલ નહિ પુછશે, પણ બીજાંઓનાં શરીર અને રવાનની ભુખ આપણે મટાડી હતી કે, તેમજ જેઓ શરીર અને મનથી દુખી હોય તેઓ તરફ આપણે દીલોજાનીભરી મહોબત અને આશરો આપ્યો હતો કે તે સવાલ તે સાહેબ પુછશે. બીજાઓને મદદ કરવાનો, તેઓને ક્રાઇસ્ટના ચરણ આગળ લઇ જવાનો ખ્યાલ એક જુના ખ્રિસ્તી ભજનમાં ઘણી સરલ રીતે આપવામાં આવ્યો છે. તેમાં આકાશમાંના એક ચોકકસ જીવને બહેરતનું

સુખ ભોગવનો અને ઘણાં સુખથી ત્યાં ફરતો વર્ણવવામાં આવ્યો છે, કે જે જીવને માલમ પડે છે કે જે તાજ તેણે પહેર્યું છે તે ઝળકાટમાં બીજાઓ કરતાં ઘણું ઉતરતું છે. તેનું શું કારણ હશે તે માટે લાંબો વખત સુધી તે બહુ અજાયબીમાં રહે છે, પણ આખરે ક્રાઇસ્ટને પોતાને મળવાથી તે તે સાહેબને તે માટેનું કારણ પુછવાની હિંમત કરે છે; અને તેનો જવાબ નીચે પ્રમાણે મળે છે:—

"હું જાણું છું કે તું મારી પર યકીન રાખતાં શીખ્યો છે, અને મારા તરફથી તને રોશની મળી છે, પણ જે સઘળાં પ્રકાશીત ઝવાહીરો તારાં તાજમાં પ્રકાશવાં જોઈએ તે કયાં છે?

અને તું જે સામેના ખુશાલ જીવોના કપાળ પર તારાઓ ઝળકતા જુવે છે, તેનું કારણ આ છે કે તેઓ જેટલા જીવોને મારી આગળ લાવ્યા છે, તેટલાં ઝવાહીરો તેઓએ હમણાં પહેર્યાં છે."

જ્યારે તે સાહેબ છેલ્લા આવ્યા હતા ત્યારે યાહુદી લોકો કે જેઓ તેમને માટે પોતાને એકલો હક હોવાનો દાવો કરતા હતા, તેઓની કસોટી કરીને તેમની તપાસ કીધી. એક પયગંબર કેવા હોવા જોઇએ તે માટેના પોતાના ખ્યાલથી તેઓએ તેમની તપાસ કીધી અને તેમને વિષે મત બાંધવાનું અભિમાન રાખીને તેઓએ પોતાનોજ ઇન્સાફ કીધો, આટલાજ માટે તેઓ સાહેબે કહ્યું છે કે: "હું કોઈ પણ ઇન્સાન માટે મત બાંધતો નથી," પણ વળી તેઓ એમ પણ જણાવે છે કે: "આ દુન્યામાં ઇન્સાફને માટે હું આવ્યો છું." કારણ કે હંમેશાં આપણે આપણા પોતાનાં ન્યાયધીશ થઇએ છીએ, અને સૌથી ઉંચ જે આપણે જોઇએ છીએ તે તરફની આપણી વળણ પ્રમાણેજ આપણે આપણી તપાસ લઇએ છીએ, આટલા માટે સૌથી **ઉંચ હસ્તીનાં** ખાસ પ્રગટ થવાનો વખત તેજ ખાસ ઇન્સાફનો વખત હોવો જોઇએ, અને તેથી જ્યારે તેવણ આપણા જમાનામાં પાછા આવશે ત્યારે ખરેખર તેવણ ઇન્સાફને માટેજ આવશે અને તે એક નહિ ચુકાય તેવો કુદરતી ઇન્સાફ અને કસોટીનો વખત થશે. કેટલાકો તેમને પીછાણી શકશે, જ્યારે કેટલાકો તેમ કરવામાં નિષ્ફળ નીવડશે. અને આ રીતે તદન ખરૂં છે કે એકને દાખલ કરવામાં આવશે જ્યારે બીજો રહી જશે. એક કોઇ શોધમાં બહાર પડશે અને જીંદગીની તે એકજ તક હાથ ધરશે અને તે સાહેબની સેવામાં પોતાનું સર્વસ્વ, પોતાની જીંદગી વટીક અર્પણ કરવાને ચુકશે નહિ; જ્યારે બીજો એક નવા ગુરૂને પ્રગટ થયલા જોશે કે જેમનામાં તે કશું યકીન ધરાવશે નહિ.

માત્ર માણસોજ નહિ પણ મોટાં મંડળો, પંથો, ધર્મો અને પ્રજાઓની વટીક કસોટી થશે અને તેઓ વહેંચાઇ જશે. ખ્રિસ્તી ધર્મ કે જે ખાસ તે સાહેબને પોતાના એકલાનાજ તરીકે ગણવાનો દાવો ધરાવે છે, તેની કસોટી–જેમ યાહુદી ધર્મની કસોટી થઇ હતી તેમ કરવામાં આવશે. તે પંથોમાંના કોઇક જીવો જો તે સાહેબના તેઓ માટેના ખ્યાલ કરતાં ક્રાઇસ્ટ માટેનાં પોતાનાં ખ્યાલને માટે જરાબી અભિમાન ધરાવશે તો તેમની સેવા બજાવવાની તક તેઓ ગુમાવશે અને જેઓને તેઓ મૂર્તિપૂજક તરીકે ગણે છે, તેઓમાંના ઘણુકોને પોતાની નજર આગળથી ખોદાઇ રાજ્યમાં પસાર થતા જોશે. આ પ્રમાણે જો કે દુન્યાનો ઇન્સાફ થશે, ધર્મો અને દરેક માણસનો ચુકાદો થશે, પણ તે કાંઇ છેવટનો ચુકાદો ગણાશે નહિ. પણ દુન્યાના તે **મહાન તારણ કરનારને** ઓળખીને તેમની સેવા બજાવવાની એક ઉમદા તક જીંદગી માટે તેઓ ખોઇ બેસશે.

**સવાલ**—પણ ક્રાઇસ્ટ સાહેબ દુન્યાના તારણ કરનાર ગણાય છે તે કેવી રીતે? કેવી રીતે તે સાહેબ દુન્યાને બચાવનાર થશે?

**જવાબ**—આપણે જોયું છે કે ક્રાઇસ્ટ સાહેબની પધરામણી આપણને બે તદન જુદા અર્થ દેખાડે છે. અને બન્ને રીતે તપાસતાં ક્રાઇસ્ટ દુન્યાના તારણ કરનાર છે; પણ તે શબ્દને "હમેશગીનાં દોઝખ"માંથી બચવાની મતલબે લેવામાં આવ્યો નથી કે જે ખ્યાલ ફકત મધ્ય જમાનાના સાધુઓની કલ્પનાનું ભુલભર્યું પરીણામ હતું. આગળ જણાવ્યું છે તેમ મુકતી તે કાંઇ "કલ્પીત દોઝખ"માંથી છુટકારો મેળવવો એમ નથી, પણ ફરી ફરીનાં જન્મોમાંથી તેમજ બુદ્ધીસ્તો જેને સંસાર યાને જીંદગીનું ચક્ર કહે છે તેમાંથી તેમજ જન્મ–મરણનાં ચકરાવામાંથી બચી જવાનું છે, અને તે છુટકારા માટે આપણામાં રહેલાં આત્મીક તત્વને ખીલવવાની જરૂર છે.

દરેક ઇન્સાનનાં અંતરમાં રહેલું ક્રાઇસ્ટનું તત્વ એક ખરેખરી હસ્તી છે. અને તે રીતે જોતાં આપણે કબુલીશું કે ક્રાઇસ્ટ સાહેબ દુન્યાના તારણ કરનાર છે. કારણ કે ત્યારેજ ફકત માણસ, ખોદાએ તેને માટે નિર્માણ કીધેલી હાલતે પહોંચી શકે છે, અને ક્રાઇસ્ટની તે નુરમંદ હાલતમાં પુર હોશથી દાખલ થઇને પોતાનાં ભિત્તરમાં રહેલા ખોદાને પીછાણી શકે છે.

વળી તે **મહાન જગદ્‌ગુરૂ** ક્રાઇસ્ટ સાહેબ એકવાર ફરીથી દુન્યાને મદદ કરવાને અને સુખી કરવાને આ જેહાનમાં ખરેખરજ દેખાવ દેશે,

અને દુન્યાનાં તારણ કરનાર થઇને ભુલભરેલી કલ્પનાથી ધારી લીધેલાં દોઝખમાંથી નહિ પણ આપણી પોતાની ભુલો અને અજ્ઞાનતામાંથી તેમજ ખોદા ઉપરની આપણી અખુટ શ્રદ્ધા માટેની ખુટમાંથી આપણુને બચાવશે.

**સવાલ**—આપણી આ ખાકી દુન્યામાં **જગદગુરૂ** કેવી રીતે દેખાવ દેશે?

**જવાબ**—તેવણ આપણી આ ખાકી દુન્યામાંજ નહિ પણ આપણી આસપાસની ગેબી દુન્યાઓમાં પણ દેખાવ દેશે, કે જ્યાં ફરેસ્તાઈ મંડળ તેમજ જેઓને આપણે "ગુજર પામેલાં" તરીકે ઓળખ્યે છીએ તેઓ વસે છે. ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોમાં જણાવે છે કે તે સાહેબ "મીનોઇ રોશની અને મહાન સત્તા સાથે આકાશનાં વાદળાંમાં" દેખાવ દેશે. અને ખરેખર દેવતાઓ તેમજ માણુસ જાતના તે ગુરૂ તે **મહાન સાહેબનાં** પવિત્ર ચુરેહની અજબ જેવી ખુબસુરતી આકાશ તેમજ જમીનને ભરી નાંખશે, તેમજ ફરેસ્તાઇ મંડળોને પોતાની તરફ ખેંચી શકશે. "આકાશનાં વાદળામાં" ગુજર પામેલાઓનો ઇન્સાફ કરવા આવનાર છે એવું માની લેવાનું નથી, પણ તે સાહેબ માણુસાઇ સ્વરૂપમાં પોતાની તમામ સત્તા અને મીનોઇ રોશણી સાથ પોતાની મદદ અને ઉપદેશો સહીત તમામ દુન્યાને સુખી કરવા આવનાર છે, કે જેવી રીતે આગળ તેવણ સાહેબ આવી ગયા હતા.

જયારે એક રાજા એક નવાં શહેરમાં એક મહેલ બંધાવા માંગતો હોય ત્યારે ખુલ્લું છે કે તેણે તે પોતે બાંધી લેવો જોઈએ યા એકાદ તૈયાર ખરીદવો જોઇએ. હવે પહેલું કામ નહિ બની શકે તેવું છે, કારણ તે કામ કરતાં તેને બીજાં વધુ અગત્યનાં કામો કરવાનાં હોય છે; બીજા હાથ ઉપર કોઇનું મકાન વેચાતું લેવું તેની જરૂરયાતો માટે બંધબેસ્તું ગણાય નહિ, તેથી ઘણુંકરીને એવું બને કે તે પોતાનાં અમલદારોમાંના એકાદને તે માટે મુકરર કરે અને તે ત્યાં જઇને તે બંધાવે અને જયાંસુધી રાજા તે મહેલનો હવાલો લે ત્યાંસુધી પોતાનાં કબજામાં રાખે. તેવીજ રીતે જયારે એક જગદગુરૂને આ ખાકી દુન્યામાં એક માંસનું શરીર જોઇએ ત્યારે આ છેલ્લી રીત તેમને અમલમાં મુકવી પડે છે. તેવણ પોતે પસંદ કીધેલું અને પોતાનાં ચેલાઓમાંનાં એકનું પોતાના ઉપયોગ માટે તૈયાર કીધેલું શરીર પોતાના ઉપયોગમાં લે છે, અને તે શરીર મારફતે તેવણ આપણી આ ખાકી દુન્યાનું પોતાનું મુકરર કીધેલું કામ બજાવે છે. જ્યારે ધારેલું કામ ખતમ થાય છે ત્યારે જે શરીરમાં તેવણ થોડા વખત માટેજ ભાડુત તરીકે વસાયલા હતા, તે શરીર છોડી

જાએ છે, અને પોતાનું બોરેહમંદ શરીર પાછું ધારણ કરે છે, જેમાં તેવણુ એકવાર ફરી માણુસ જાતમાં ઉતરવાની તેમની ઇચ્છા થાય છે ત્યાંસુધી પોતાનું કામ બજાવે છે.

આપણે યાદ રાખવું જોઇએ કે એક જગદ્‌ગુરૂ જ્યારે આપણને ઉપદેશ દેવા આ દુન્યામા આવે છે ત્યારે તેમણે પોતાનું અતી ઘણું અગત્યનું અને મહાભારત કામ બાજુએ રાખવું પડે છે, અને એક માણુસાઇ શરીરના જન્મ અને ખીલવણીની આખી મુદ્દત દરમ્યાન છંદગીના શરૂઆતનાં તબક્કમાંથી જો તેવણુ પસાર થાય તો તેવણુની અદ્‌ભુત શક્તિ ફોકટજ ગુમાવેલી કહેવાય, તેટલા માટે તેમના ચેલામાંનો એક આ સઘળો વહિવટ પોતાને માથે ઉઠાવી લે છે. અને જ્યારે તેવણુ પોતાનાં ઉપદેશ માટે આ ખારી દુન્યામાં આવવા તૈયાર થાય છે ત્યારે તે સાહેબ તે ચેલાનાં સંપૂર્ણ રીતે તમામ તૈયાર થયલાં શરીરનો કબજો લે છે.

જ્યારે જગદ્‌ગુરૂની પદવી ધરાવનાર છેલ્લા પુરૂષે મધ્ય એશિઆ ખાતેનાં પોતાના વતમાંથી બહાર નીકળી ઇ સ. પૂ ૪૦,૦૦૦ ને આશરે મીનોઇ રેશની ઉપર ઉપદેશ આપવા માટે હરમીસ અને થોથને નામે મીસર ખાતે દેખાવ દીધો હતો ત્યારે મીસર ખાતેનો પોતાનો એક ચેલો કે જેનાં શરીરને તેવણે પોતાના કિર્તીવંત કામો માટે તમામ તૈયાર કીધું હતું, તેનો તેવણે કબજો લીધો હતો એવું તેમને માટે માલમ પડે છે. તેજ પ્રમાણે જ્યારે તેજ મહાન જગદ્‌ગુરૂ પુરાતન ઇરાનમાં જરથુશ્ત્ર તરીકે ઇ. સ. પૂ. ૨૯,૭૦૦ ને આશરે આતશનાં ધર્મની સ્થાપના કરવાને માટે આવ્યા ત્યારે પોતાનો એક બીજો માનીતો ચેલો કે જે તે વખતના ઇરાનના શહેનશાહનો બીજો દીકરો થતો હતો, તેનાં શરીરનો ઉપયોગ કીધો હતો, અને પોતાના મદદ-નીશ–હાલના ભગવાન મૈત્રેયની મદદથી પોતાનું કામ બજાવ્યું હતું કે જેવણુ તે વખતે વડા ધર્મગુરૂ તરીકે દેશના ધર્મનું વડપણ ધરાવતા હતા, અને બેહદ સત્તા વાપરતા હતા.

તોપણ આટલું દેખીતું છે કે એક જગદ્‌ગુરૂ પહેલીજ વાર જ્યારે પધારે ત્યારે તેને સાધારણ રીતે જન્મ લેવો પડે, આટલા માટે ભગવાન મૈત્રેય શ્રી કૃષ્ણુ તરીકે પહેલીજવાર પધાર્યા હતા ત્યારે એક નાના બાળક તરીકે તેવણે જન્મ લીધો કે જે બાળકની પ્યારતી સ્વરૂપ તરીકેની અજબ

જેવી વાતો આપણે વાંચ્યે છીએ. અને જેને આજે પચીસ કરોડ માણસો ભક્તિભાવથી પુંજે છે.

પાંચ સદી પછી તેવણુ પાછા પધાર્યા પણુ આ વખતે એક બાળક તરીકે તેમને જન્મ લીધો ન હતો. તેમનાં બચપણને લગતી સઘળી ખ્રિસ્તી દંતકથાઓ જીસસ માટે છે, ક્રાઇસ્ટ માટેની નથી. નવી તોરાતમાં આપણને એક હીબ્રુ જવાનની વાત મળે છે કે જે ખ્રિસ્તી સનેની શરૂઆતની એક સદી અગાઉ જનમ્યો હતો અને જેણે કાંઇક ભાગે મીસર દેશમાં અને કાંઇક ભાગે એસેનીઓનાં મઠમાં કેળવવામાં આવ્યો હતો, અને જે ત્રીસ વરસની ઉમરે પોતાની પ્રજામાં ગુરૂ તરીકે બહાર આવ્યો હતો. તેની ઉપર તે મહા પવિત્ર આત્મા ઉતર્યો હતો અને તેનામાં વાસો કીધો હતો અને તે પળ ક્રાઇસ્ટની આ દુન્યામાંની પધરામણીની હતી. કે જે વખતે પોતે પસંદ કીધેલું શરીર ધારણુ કરીને પોતે પૃથ્વી પર રહ્યા હતા. આ બાબદ નવી તોરાતમાં જોર્ડન નદીમાં જીસસે લીધેલાં બેપટીઝમ તરીકે જાણીતી છે. જ્યારે તેનામાં આ નવી શાકત દાખલ થઇ એટલે પ્યારનાં તે સાહેબે પોતાનાં ચેલાનું શરીર કબજામાં લીધું. અને ત્યારપછી જીસસ ક્રાઇસ્ટને નામે ઓળખાવા લાગ્યો. ત્યારપછી તે સાહેબે ચેલાઓ એકઠા કરવા માંડયા, અને શિક્ષણુ આપવાનું અને દુઃખીઓને સારાં કરવાનું કામ ચાલુ કીધું. ઘણુંકરીને તેવણુ તે શરીરનો કબજો આખો વખત ચાલુ રાખતા ન હતા, પણુ કેટલીકવાર તેના અસલ માલેકને તે સોંપતા કે જે હમેશાં એક સેવક તરીકે હાજરજ રહેતો. માણસોની વચે માત્ર ત્રણુ વરસની ટુંકી જીંદગી તેવણે ગુજારી કે જે દરમ્યાન અજબ જેવા દુઃખો સારાં કીધાં અને એવાંજ બેહદ પરમાર્થના કામો બજાવ્યાં અને ઉત્તમ બોધ રાણી સૅલોમનનાં જમાનામાં આપ્યો. ત્યારપછી જે શરીરમાં તેવણુ રહેતા હતા તે શરીરમાં જેરૂસલમ શહેરમાં થયલાં એક હુલ્લડ વખતે ભયંકર પથરાના મારાથી નાશ કરવામાં આવ્યું. આ બનાવ ખુદ દેવળનાં ચોકમાં બન્યો અને પાછળથી જેઓએ તેમને મારી નાંખ્યા હતા તેઓએ તે શરીરને ઉપાડી લઇને રમુજમાં એક ઝાડ સાથે લટકાવ્યું, પણુ ખાકી શરીરનાં મરણુથી તે સાહેબનું કામ અટકયું નહિ, કારણુ કે તે પછી લગભગ ચાલીસ બલ્કે વધુ વર્ષો સુધી પોતાનાં આકાશી શરીરમાં હાજર થઇને તેઓ પોતાનાં ચેલાઓને શિક્ષણુ આપતા રહ્યા હતા.

જીસસ અને ક્રાઇસ્ટનું જુદાપણું એક ઘણોજ જુનો ખ્યાલ છે. ખ્રિસ્તી ધર્મની પહેલી સદીમાં નોસ્ટીક લોકોએ તે શીખવ્યો હતો, અને માનીકીઅન લોકોના બીજા ખ્યાલોમાં એ પણ એક હતો.

જીસસ ચેલાએ ઍપૉલોનીઅસ ઑફ્ ટાયના તરીકે ઇ. સ. નાં પહેલાં વર્ષમાં ફરીથી જન્મ લીધો અને ખ્રિસ્તી ધર્મનાં ફેલાવાનું કામ ઉપાડી લઇને મહાન સફેદ મંડળ (White Lodge)માં એક પેગામચી તરીકે તેણે દુર દેશોમાં મુસાફરી કીધી અને યુરોપની જુદી જુદી જગ્યાઓ ઉપર યોગને લગતાં મંડળો ઉભાં કીધાં, એવી નેમથી કે જયારે તે મહાન જગદ્‌ગુરૂ ફરીથી પધારે, ત્યારે આ મથકો તેમનાં શિક્ષણના ફેલાવા અર્થે કામ લાગે. આ છુપાં મથકો કે જે યુરોપમાં હસ્તી ધરાવે છે અને જયાં જીસસનાં કારણ શરીર સાથે સંબંધ ધરાવનાર ચોકકસ તાવીજો દાટવામાં આવ્યાં છે. અને જેમની સાથે જમાનાઓ સુધી ચાલુ રહે એવી અસર જોડાયલી છે, તે ભવિષ્ય માટે ઘણા અગત્યના મધ્યબીંદુઓ છે, કે જયાંથી રોશની અને જ્ઞાનનો ફેલાવો થશે.

જેઓ જાણે છે તેઓ તરફથી એવું કહેવામાં આવે છે કે ચાલુ જમાનામાં પણ પ્રગટ થવા માટે તેજ રીત અખત્યાર કરવામાં આવશે અને તે મહાન **જગદ્‌ગુરૂ** પોતાની પધરામણી વખતે સેવા બજાવવાને માટે, જેમ જીસસે અગાઉ કીધું હતું તેમ એક ચેલાને હાલ તૈયાર કરે છે.

**સવાલ**—તે સાહેબનું શરીર કઇ પ્રજાને લગતું થશે?

**જવાબ**—જમાનાઓ ગુજરવા પછી ક્રાઇસ્ટ સાહેબની કિર્તી ચોમેર આશકારા થઈ પણ જેઓ આજે તેમની વખાણ ગાય છે તેઓ તે નામવર જયારે શરીરમાં હતા, ત્યારે તેમની સોબત કબુલ રાખતે કે એ આપણી અજાયબી છે. તેઓ જોકે બાદશાહી નોખમના હતા, છતાં પૂર્વ તરફની ધીકકારાયલી અને કચડાયલી યાહુદી પ્રજામાંના એક હતા. તેઓ એક જોખમભર્યા સંસારી સુધારક અને ન્યાતબહાર મુકાયલાઓ, ગુનેહગારો અને બદ ચાલની ઓરતોનાં સોબતી ગણાતા હતા. ત્રણ વર્ષ સુધી કામ બજાવ્યા પછી જયારે તેઓએ પોતાના ઓમ્મતોને એકઠા કીધા ત્યારે તેઓની સંખ્યા માત્ર એકસોને વીસની થઇ. જો કે આજે દુન્યાનો ત્રીજો ભાગ તેમનો સ્થાપેલો ધર્મ પાળે છે.

ખ્રિસ્તીઓ તે નામવારને પૂર્વ તરફની પ્રજાના શરીરમાં કદાચ કબુલ રાખે નહીં અને તેઓના પોતાના ધર્મમાં તેમને દેખાવ દેતા જોવાની વકકી જુએ. યુરોપના ચીત્રને લગતાં સંગ્રહસ્થાનોમાં ક્રાઇસ્ટ સાહેબના ઘણા

ચીત્રો જોવામાં આવે છે. દરેક પશ્ચિમ તરફની પ્રજા તે નામવરને એક ગોરા માણુસ તરીકે ધારી લે છે, જો કે તદ્દન વાજબી રીતે તેમના ચીતારમાં તેમને પૂર્વ તરફના પોશાક સાથે રજુ કરવામાં આવે છે. ક્રાઇસ્ટ સાહેબ વિષેનો સાધારણુ ખ્રિસ્તી ખ્યાલ આજે અકેકથી વિરૂધ્ધ હકીકતોનો અજબ જેવો ગુંચવાડો છે. તેઓ ક્રાઇસ્ટ સાહેબને ગોરા ચહેરા સાથે પણુ એક હિંદીવાનના ઢીલા ઉડતા પોશાક સાથે રજુ કરે છે. ક્રાઇસ્ટ સાહેબને પશ્ચિમ તરફના પોશાકમાં પાટલુન કોલર અને નેકટાઈ સાથે સજ કરીને રજુ કરવું એ સાધારણુ ખ્રિસ્તીને મનથી ઘણું હડહડતું અપમાન છે. અને તે છતાં ક્રાઇસ્ટ સાહેબને પૂર્વ તરફનાં પોશાક સાથે ભુરા રંગના ચહેરા સહિત પુર્વ તરફની પ્રજામાંના એક તરીકે ગણુવાનુંબી ખ્રિસ્તીઓ અપમાન તરીકે સમજે છે. પણુ ખ્રિસ્તી ધર્મનાં આજે એટલા બધા પંથો છે કે એક ખ્રિસ્તી શરીરમાં જો તે નામવર દેખાવ દે, તો જે ખાસ પંથને લગતું શરીર તેઓ પસંદ કરે તે સિવાયના બીજા પંથવાળાઓ તેમને સ્વીકારવાને ના પાડે એ બનવા જોગ છે. આટલા માટે જેમ પૂર્વ તરફના તેમ પશ્ચિમ તરફના શરીરમાં પણુ હાલના સમયમાં તેમનો દેખાવ સ્વીકારવામાં આવે એ બનવા જોગ નથી.

અત્યારસુધી જગદગુરૂઓ બુધ્ધ, શ્રી કૃષ્ણુ, ક્રાઇસ્ટ અને બીજાઓએ પૂર્વ તરફનાં શરીરોજ ધારણુ કીધાં હતાં. પશ્ચિમ તરફની ચંચળ, હકો માટેની લડત કરનાર, ખટપટી અને વેપારી પ્રજા કરતાં પૂર્વ તરફની પ્રજામાં મહાન જીવોને પ્રગટ થવા માટે પવિત્ર અને શાંત શરીરો પુરાં પાડે એવાં માબાપો સહેલથી મળી શકે છે. જેઓ જાણે છે તેઓ તરફથી એવું કહેવામાં આવે છે કે જે શરીરની મારફતે જગદ્દગુરૂ ધર્મ અને સુધારાને નવું જોર આપવા માટે દેખાવ દેશે, તે શરીર પૂર્વ તરફનાં મુલકોમાં જન્મ લઈ ચુકયું છે, અને તે લગભગ મોટી ઉમરનું થયું છે.

**સવાલ**—ત્યારે તેઓ સાહેબ કયારે દેખાવ દેશે?

**જવાબ**—જયારે વખત પાકકો થશે, જયારે કટોકટની પળ આવશે, અને જયારે માણુસો કેટલેક દરજજે તૈયાર થશે ત્યારે તેઓ દેખાવ દેશે. પણુ તે અગાઉ દુન્યામાં ઘણા મોટા ફેરફારો થવા જોઇશે, અને ક્રાઇસ્ટનો આત્મા તેમાં મળી જાય અને પ્યાર અને ભાઇબંધી દુન્યામાં રાજ કરે એવી સારી હાલતમાં દુન્યા એકદમ એ સહેરામાં આવવી જોઇએ.

આ મહાન ફેરફારનો મુખ્ય પ્રવાહ અચુક રીતે મુકરર થયલો છે, પણ તેને લગતી બીજી વીગતો મુકરર થયલી નથી; પણ તે માણુસ જાતનાં આધાર ઉપરજ છોડવામાં આવી છે. આટલા માટેજ તે સાહેબે કહેલું છે કેઃ "જયારે દુન્યા તમારા કામથી તૈયાર થશે ત્યારે હું આવીશ," અને તે તૈયાર થાય ત્યાંસુધી તેઓ રાહ જુવે છે. ઘણુંકરીને યુરોપની મહાન લડાઇથી અને બીજા કેટલાક નાના બનાવોથી તેમનું આવવાનું વહેલું થશે, પણ તેમની વહેલી કે મોડી પધરામણીનો સઘળો આધાર જેઓ તેમની પધરામણી માટેનું યકીન ધરાવે છે તેઓના ઉલટભર્યાં કામ ઉપર છે. તેઓ ઉપર તેમજ તે સાહેબનાં માર્ગને સરળ બનાવવાને અને તેવણ પોતાના ખાકી શરીરમાં દેખાવ દે તે અગાઉ તેવણનાં કામમાં મદદ કરવાને જે તૈયારીઓ કરવામાં આવે તે ઉપર સઘળો આધાર રહે છે.

તેઓ નામવર કયારે દેખાવ દેશે તે માટે કોઈ પણ ચોકકસ જાણતું નથી, છતાં સાધારણ રીતે એવું માનવું છે કે આપણામાંનાં જુવાનીઆ-ઓની જીંદગી હશે તેટલા વખતમાં તેવણ પ્રગટ થશે. વળી જે આગળ વધેલા જીવોએ તેમને ઓળખવાનું માન મેળવ્યું છે, તેઓ આગળ તેવણે જાહેર કીધું છે કેઃ "જુઓ હું ઝડપથી આવું છું." અને તેટલામાટે તેઓનું એવું મત છે કે (ઈ. સ. ૧૯૨૨ પછીનાં) આશરે દશ વર્ષમાં અથવા તો ઘણુંકરીને ૧૯૩૦ અગાઉ આ દુન્યામાં તેઓ સાહેબ પધારશે.

**સવાલ**—તે સાહેબની પધરામણી માટે કેવી તૈયારીઓ કરવાની જરૂર છે?

**જવાબ**—તૈયારીનું કામ બે રીતનું છે—એટલે બાતેન ને જાહેરનાં બે સ્વરૂપનું છે. એક તો આપણાં અંતર અને મનની તૈયારી અને બીજું તો તે સાહેબને માટે અને તેમનાં નામથી આ ખાકી દુન્યામાં કાંઈ મુકરર કામ કરવામાં સમાયલું છે. બીજા શબ્દોમાં તે જાહેર અને બાતેનનું કાર્ય ગણી શકાય. અંતરનું કાર્ય યાને આપણી પોતાની તૈયારીનાં સબંધમાં જગદ્‌-ગુરૂના પોતાના એક ચેલાએ તેમના પોતાના એક બીજા ચેલાને "**શ્રી ગુરૂને ચરણે**" એ નામની એક કિંમતી નાની ચોપડીમાં જે અજબ જેવું શિક્ષણ આપ્યું છે તે જેહમતભરી ચાલુ કોશેશથી આપણે અમલમાં મુકવું જોઈએ.

**સવાલ**—"બાતેન કાર્ય"નો અર્થ શું છે તે મહેરબાની કરી વિગતવાર રીતે સમજાવશો?

**જવાબ**—"જ્યાંસુધી તું પોતે તે માર્ગ બને નહીં ત્યાંસુધી તું તે માર્ગ ઉપર મુસાફરી કરી શકશે નહિ." આપણે પોતે તે માર્ગને આપણામાં સમાવી દેવો જોઇએ. આપણું તે કામ અસરકારક થવા માટે અને આવનાર જગદગુરુ અને આપણા વચ્ચે સગપણનો ગાંઠ ફક્ત માનસીક વિચારોનોજ નહિ પણ કેટલીક હદે આપણી રહેણી કરણીનો પણ જોડાવો જોઇએ. જેમ પીથેગોરસે વાજબી રીતે કહ્યું છે કે "ખોદાને ઓળખવું અને તેની નકલ કરવી એ તેની તરફ અનુપમ માન દેખાડેલું ગણાય." તેથી આપણે આપણા સદગુણો ફક્ત દેખાડવાજ જોઇએ નહિ, પણ કેટલીક હદે તેઓને ખાસ ધારણ કરવા જોઇએ. આપણી બાતેનની તૈયારીઓ પણ જરૂરી છે. કારણકે સઘળી હીલચાલો કે જે બહારની દુન્યામાં કાયમની અને ઘણી મજબુત થવા નિર્માણ થયલી છે, તે હિલચાલો પહેલાં દરેક ઇન્સાનનાં જીગરમાં મજબુત રીતે પેવસ્ત થવી જોઇએ. તેટલા માટે પહેલી જરૂરી ચીજ આપણે માટે આજ છે કે આપણે આપણુને તૈયાર કરવા જોઇએ, અને આપણાથી બની શકે તેટલા પ્રમાણમાં આપણા આત્માને પવિત્ર, ઉમદા અને પરમાર્થી બનાવવો જોઇએ.

પ્રખ્યાત ખાલદીઅન શુકન પ્રમાણે આપણે "આપણાં આત્માને ખરડવો ન જોઇએ અને ભુવનને વધારે ઉંડું કરવું ન જોઇએ" આપણે તે કામ માટે આપણી રહેણી કરણીને સુધારવી જોઇએ અને આપણા સદગુણોને ખીલવવા જોઇએ. આપણે ધીરજ, દયા, નમ્રતા અને ભક્તિભાવ રાખતા શીખવું જોઇએ અને આપણા અંતરમાં ક્રાઇસ્ટનાં અંશને ખીલવવો જોઇએ. આપણે બોલવા ચાલવામાં સંભાળભરી રીતે ઉદાર દીલના થવું જોઇએ અને હંમેશાં બીજાઓનાં દુર્ગુણો કરતાં તેઓનાં સદગુણો પર વિચાર કરનારા અને તેઓની ભુલો કરતાં હંમેશાં તેઓની સચાઇઓ તરફ જોનારાં થવું જોઇએ. જયારે આપણે સંપુર્ણ રીતે અજ્ઞાનપણાનો નાશ કર્યે છીએ કે જે સઘળાં બુરાનું મૂળ છે, ત્યારે આપણે સચાઇને તેના ખરા સ્વરૂપમાં ઓળખી શકીએ છીએ. અને અજ્ઞાનપણાની અતી જોરાવર અસરનો નાશ કરવા માટે આપણે જુદાઇની લાગણીને મારી નાંખવી જોઇએ કે જે અજ્ઞાનપણાનું મૂળ છે. અને જે આપણુને સઘળી ચીજોની ઐક્યતા પીછાણતાં અટકાવે છે, અને જે દયાના ઇશ્વિરી કાયદાથી ઉલટું છે ત્યારે આપણે જુદાપણામાંથી સચાઇને અને અસત્યમાંથી સત્યને ઓળખી શકીશું, અને આપણી દરરોજની જીંદગીમાં જરૂરયાત અને બીનજરૂરયાત

શું છે તે શોધી શકીશું. ખરેખર રીતે તો કોઇપણ ચીજ ઘણી અગત્યની નથી અને ઘણી ચીજો બીલકુલ અગત્યની નથી. આ પ્રમાણે આપણે ખોટી જરૂરયાતો પર નહિ રહેવાને શીખવું જોઇએ, કે જે આપણી તમામ જીંદગીને—જન્મથી મરણ સુધીનાં વખતને—ચાલુ અસુખી ને દગાઇભરી બનાવે છે.

આપણે સઘળા ધાર્મીક ધીક્કાર અને વીરૂધ્ધતા, સઘળું ધર્માંધપણું અને વહેમો અને બીજાઓના રેવાજો અને યકીન માટેનો અણગમો આપણા દીલમાંથી દુર કરી તેને શુધ્ધ રાખવું જોઇએ. એક મહાત્મા કહે છે, કે: "સઘળી ચીજ માટે તમારે સંપુર્ણ સહનશીલતા રાખવી જોઇએ, અને જેવી રીતે તમારા પોતાના ધર્મ માટે ખરાં દીલની શ્રધ્ધા રાખો છો તેવી રીતે બીજાઓનાં ધર્મ માટેના યકીન તરફ અંતકરણપુર્વક ચાહ રાખવો જોઇએ, કારણકે જેવી રીતે તમારો ધર્મ મીનોઇ માર્ગ દેખાડે છે, તેવીજ રીતે તેઓનો ધર્મ પણ દેખાડે છે. અને સઘળાંને મદદ કરવા માટે તમારે દરેકને સમજતાં શીખવું જોઇએ. તેથી સઘળાઓ તરફ-તેમાં બુધ્ધીસ્ત, હિંદુ, જૈન અથવા યાહુદી ખ્રિસ્તીઓ કે મોહમેદન, જે પણ હોય તેઓ તરફ માયા, નમનતાઇ અને સહનશીલતાથી વર્તજો." આપણે સઘળી તાસુબીઓને દુર કરીને ઉદાર મનનાં થવું જોઇએ, તેમજ નવા ખ્યાલો ગ્રહણ કરવાને લાયક બનવું જોઇએ, કે જેથી આપણે આપણી પોતાનીજ નહિ પણ બીજાંઓની હિલચાલોમાં પણ આપણા વિચારો અને દીલસોજીથી દાખલ થઇ શકીએ, અને આ પ્રમાણે આપણે દરેક આશાવંત અને ઉમેદવાર જીવો સાથ મદદ-ભર્યા સંબંધમાં જોડાઇ શકીએ. આપણે આપણાં અંતરમાં ભક્તિભાવની લાગણીને ખીલવીને તે લાગણીને અચુકરીતે બહાર પાડવી અને જયારે આપણાં જીગરમાં લાગણીનો જુસ્સો થાય ત્યારે તે છુટથી અને જોશથી પ્રગટ થવા દેવા અને મક્કમપણું અને ભલાઇને ખીલવીને જયાંબી ખરી મોટાઇ જણાય ત્યાં તેને માન આપવું. કારણકે આવા સદ્‌ગુણોજ મહાન **જગદ્‌ગુરૂ** જયારે પધારે ત્યારે તેમને ઓળખવાને આપણને શક્તિવાન કરશે.

બીજી અગતની જાતી તૈયારી તે અભ્યાસ છે. કારણકે "હુન્નર કે ડાહપણ શરૂઆતની વિદ્યા વગર મળી શકતાં નથી." કારણકે માત્ર "ડાહ્યાં માણુસોજ ડાહપણભરી રીતે ઉપયોગી થઇ પડે છે," અને "તમો ગમે તેટલા મદદ કરવાની ઇચ્છા રાખો છતાં જો તમો અજ્ઞાન હોવ તો ફાયદા

કરતાં નુકશાન વધારે કરશે." દુન્યામાં ઘણાકો બેપરવાહ રહે પણ કોઈ માણસને કોઈ બાબદ માટે એકાએક કાંઈ શોખ ઉત્પન થાય અને તે વધુ વિગત જાણવાને ઉમેદવાર બને. અને તેથી આપણે એવી બાબદોમાં બને તેટલી વધુ માહીતગારી સાથે તૈયાર રહેવું જોઇએ. અને એક જગદગુરૂ વિષે આપણને મળેલાં કારણનોજ નહિ પણ બીજાઓને મળેલા અનુભવનો પણ આપણે અભ્યાસ કરવો જોઇએ. વળી તે સાહેબનો પેગામ પ્યારનો પેગામ થશે, તેથી આપણે આપણા સ્વભાવમાં પ્યારના તત્વને મજબુત કરવાની કોશેશ કરવી જોઇએ, કે જેથી વધારે તિક્ષણ દીલસોજીથી આપણે હાલની જીંદગીના ગુંચવણભર્યા સવાલોને સમજી શકીએ અને તેનો નિર્ણય કરવાનો રસ્તો શોધી શકીએ.

આપણી લાગણીઓને અને આપણા વિચારોને બીનસ્વાર્થી અને મીનોઈ ધારણા પર વળણ આપવી જરૂરની છે. જયાંબી સેવાની જરૂર પડે ત્યાં સ્વાર્થી ખાહેશો, લોભ અને ઇચ્છાઓને બાજુએ મુકીને સેવા કરવાને સદા તૈયાર રહેવાનો ગુણ ખીલવવો જોઇએ. મીનોઈ માણસમાં જોઇતા સઘળા ગુણોનો આપણે અભ્યાસ કરવો જોઈએ કે જેઓને સઘળા જમાનામાં વગર સમજવે ધિકકારવામાં આવ્યાં છે. અને આ રીતે મીનોઈ માર્ગના ખરા અર્થની કાંઇક વધુ સમજ મેળવીને આપણી મનસીક શકિતઓ અને લાગણીઓ ઉપર મીનોઈ ગુણોને જગ્યા આપવાની કોશેશ કરવી જોઇએ.

આ બાતેનનાં સુધારાનું કામ તરતજ શરૂ થવું જોઇએ, કારણકે એક મહાતમાએ કહ્યું છે તેમ "જાતી પાકીઝગીનું કામ એક પળનું કે થોડા મહિનાઓનું નથી, પણ વરસોનું છે."

**સવાલ**—તે સાહેબના આવવાને માટે જાહેર દુન્યામાં તૈયારી કરવાની શી જરૂર છે, અને તે તૈયારી કેવા પ્રકારની હોવી જોઇએ?

**જવાબ**—કેટલાક લોકો **જગદગુરૂ**નાં આવવાના ખુશાલીભર્યા વિચાર પરજ સંતોષ પામીને બેસી રહે છે. તેઓ દુન્યાનાં ભલાંના કશા ખ્યાલ વગર એક જાતના ખુશાલીભર્યાં ધ્યાનમાં, સ્વપ્નારૂપી લહેરમાં અથવા જાતી સંતોષમાં સુખ માની મોજ મેળવે છે. તેઓ કોઈ જાતના માયાળુ અને ભકિતમાન વિચાર બહાર પાડે છે. માયાળુ વિચાર પોતાના ભાઇબંધો તરફ અને ભકિતમાન વિચારો ખુદ જગદગુરૂની તરફ મોકલે છે. જો કે આ ખરૂં અને ઉમદા કામ છે, છતાં આપણે એટલામાંથીજ અટકવું જોઇએ નહિ. આપણને ખાકી શરીરો છે અને જયારે **જગદગુરૂ** ખાકી દુન્યામાં આવનાર છે, ત્યારે આપણે આ દુન્યામાં તેમનો રસ્તો ખુલ્લો કરવાને કાંઇક મુકરર કામ કરવું જોઇએ.

**જગદ્ગુરૂ**ની વહેલી પધરામણી વિષે મહાન અગત્યની સચાઈ જાણવા જેવી નસીબવંત અને અદેખાઈ ઉપજાવે એવી સ્થીતીમાં આપણે છઈએ, અને તે મહાન સચાઈ આપણને ડહાપણભરી રીતે ફેલાવવા માટે સોંપવામાં આવે છે, તેથી તે દુન્યામાં સામાન્ય રીતે ફેલાવવાની ગંભીર જવાબદારી આપણે માથે છે. અને ખાસકરીને દુન્યાનાં જે ભાગમાં આપણે વસ્તાં હોઈએ તે ભાગમાં તો આપણે તે ફેલાવવી જોઇએ.

વળી તેઓ સાહેબે કહ્યું છે કે "જયારે દુન્યા તમારાં કામથી તૈયાર થશે ત્યારે હું આવીશ." પણ તે સાહેબ પધારે ત્યારે તેમને પીછાનવાને આપણે તૈયાર રહીએ, અને તેમનાં કામને માટે આપણે તૈયાર ન હોઇએ તો આપણી તૈયારી ઘણી કંગાળ ગણાય. પરિણામ એ આવે કે જયારે તે સાહેબ ખરેખર પધારે અને આપણી સેવા મેળવવાની ખાહેશ કરે ત્યારે આપણે બીનકેળવાયલા અને નાલાયક સેવકો પુરવાર થઈએ. અથવા બુરાંમાં બુરૂં પરિણામ એ આવે કે આપણે તેમનો સ્વિકાર કરવાને નિષ્ફળ નીવડયે.

આપણે આગળ જોઈ ગયા તેમ મહાન **જગદ્ગુરૂ**ની પધરામણીનો આધાર જાહેર અને બાતેન કાર્યોથી તે સાહેબ માટેનો રસ્તો તૈયાર કરવા માટેની આપણી ભેગી કોશેશ પર ઘણે ભાગે રહેલો છે. પણ તે માટેનો વખત અચોકસ હોવાને લીધે આપણી હાલની કોશેશો નબળી અને ઢંગઢડા વગરની છે. આપણે યાદ રાખવું જોઇએ કે "માણસ જાતને ઉપયોગી થવા માટે વિચારે કાર્ય રૂપે પ્રગટ થવું જોઇએ. જરા પણ આળસાઈ રહેવી ન જોઇએ, પણ ભલાં કામમાં ચાલુ ઉમંગ રહેવો જોઇએ." આપણાં મનમાં ઉંચી નેમો હોય પણ તેમને આપણે અમલમાં નહિ મુકીએ તો તે નેમ નકામી છે. સુંદર અનુમાનો ગમે તેવાં ઉમદા હોય, તે છતાં તેઓ કાંઈ પુરતાં ગણાતાં નથી. તેઓને અમલમાં મુકવાથીજ આપણે આ દુન્યામાં કાંઈ પણ મેળવી શકાએ છીએ. જયારે જુસ્સો વહેવારૂ કામોમાં મોજ મેળવતો નથી ત્યારે તે લાગણીનાં વાદળ રૂપી ધુમસોમાં ઘેરાઈ જાય છે, અને આખરે મરણ પામે છે. જયાંસુધી આપણે આપણા જુસ્સાને વહેવારૂ કામમાં ફેરવીએ નહિ અને આવાં કામોનો ભવિષ્ય સાથ સંબંધ રાખીએ નહિ ત્યાંસુધી જુસ્સા અને આશાને છેક ઉંચા તબકકા પર રાખવાનું જો અશકય ન હોય તો મુશ્કેલ તો છેજ. સ્વચ્છ અને બીનસ્વાર્થી ઉલટ આપણાંમાં આપણાં કામો બજાવવા માટેના નવા ખ્યાલો અને નવી રીતોને

પેદા કરે છે. તોપણ આપણે ઘણા સાવધ રહેવું જોઇએ, અને સાદી સમજની ઇશ્વરી બક્ષેશનો ઉપયોગ કરવો જોઇએ કે જેથી આપણે હસીમાં આવી પડીએ નહિ. ટુંકમાં વિચારવંત અને બીનસ્વાર્થી કામ સાથે જોડાયલી ઇચ્છા એજ આપણા કામોની ચાવી છે. "કારણ કે સઘળું મદદકર્તા, બીનસ્વાર્થી કામ તે તે સાહેબનુંજ કામ છે, અને તમારે તે **તેને** ખાતર કરવું જોઇએ." "તમારે સેવા માટેની આતુર ખાહેશથી એવા તતપર રહેવું જોઇએ કે તમારી આસપાસ માત્ર માણસોનીજ નહિ પણ જાનવરોની તેમજ વનસ્પતીની સેવા કરવાને પણ તમો સદા તૈયાર રહો."

**સવાલ**—તે સાહેબનાં આવવાની તૈયારી માટે જે જાહેર કાર્યની જરૂર છે તે કયું?

**જવાબ**—આપણે જેઓની સાથે ચાલુ સમાગમમાં આવ્યે છીએ તેઓ તરફ આપણને એક ખાસ ફરજ બજાવવાની છે. આટલા માટે જેઓ વીરૂધ્ધ વિચારનાં હોય તેઓમાં વીરૂધ્ધતા વધે એટલે હદ સુધી આપણું કામ વધારવા કરતાં આપણે આપણાં નાનાં કુંડાળાંમાં આપણા મીત્રો વગેરેનાં મન ઉપર તે સાહેબની પધરામણીનો ખ્યાલ થસાવવાની પહેલા કોશેશ કરવી જોઇએ. આપણે વળી તે સાહેબની નજદીકની પધરામણી વિષે જેઓએ કશું સાંભળ્યું ન હોય તેઓ આગળ ભાષણોથી અને ચોપડી ચોપાન્યાં અને વર્તમાનપત્રોમાં લખાણોથી રજુ કરવી જોઇએ. જે બાબદને આપણે યકીનથી માનીએ છીએ તે બનવાજોગ છે એવું આપણે દુન્યાને સમજાવવું જોઇએ. આપણે જાહેર મત કેળવવાની કોશેશ કરવી જોઇએ જેથી તે **મહાન** બનાવ બને ત્યારે તે ઓચીંતો નહિ લાગે પણ એક સામાન્ય વકકાનું પરિણામ જણાય.

કેટલાંક મગજો વધારે બહોળી રોશનીની ઉમેદવારીમાં અત્યાર અગાઉનાં હોય તેવાંઓની ઉમેદવારીને આ બાબદ પર દોરવવાની આપણે કોશેશ કરવી જોઇએ. અથવા કોઇબી રીતે તેવાઓનાં દીલમાં આ વકકાને માટેની લાગણી ઉશ્કેરવી જોઇએ કે જેથી તે સાહેબ જયારે પધારે ત્યારે તેમને પીછાણવાને તેઓ શકિતવાન થાય. પણ હાલનાં જમાનાના મગજો એક જગદ્ગુરૂનાં આવવાનાં બનાવ તરફ બે યકીનીથી નહિ જોય તોપણ તેઓ શક અને અવિશ્વાસ તો જરૂરજ રાખે.

તેવા બનાવમાં આપણું કામ મનશક્તિને લગતા બેવિશ્વાશની દીવાલમાં ભંગાણ પાડવાની કોશેશ કરવાનું છે, અને પછી આપણી મનશકિતથી અથવા બીજી કોઈ ઉંચ શકિતથી નવા પયગંબર આવવા વિષેની હકીકત બનવાજોગ છે એવું લોકો સ્વિકારતાં શીખે તેમ કરવાનું છે. આપણે જગદ્દગુરૂની નજદીક આવતી પધરામણીની સઘળી દલીલો લોકો આગળ મુકી શકીએ અથવા દરેક માણસમાં ભિત્તરમાં મનશકિતને લગતા શક સુલેહનાં પડ હેઠળ જે ગુપ્ત જ્ઞાન ઉંડું છુપાયલું રહેલું છે, અને જે ઘટતાં સાધનથી જાગરૂત થઈ શકે છે, તેને આપણે જાગરૂત કરી શકીએ.

જુદા જુદા મનનાં માણસોને સમજાવવાની જુદી જુદી રીતો હોય છે, અને કઇ રીત વધારે અસરકારક થશે તે નક્કી કરવાનું આપણું કામ છે. આટલા માટે કોઈ ચોક્કસ જગ્યામાં જગદ્દગુરૂ વિષેનું જ્ઞાન કઇ રીતે આપવાથી તે વહેલું અને સહેલાઇથી સમજી શકાશે તે આપણે નક્કી કરવું જોઇએ, અને પછી જે જુદી જુદી પ્રકૃતીનાં માણસો આપણા સંબંધમાં આવે તે સઘળાંને વિચાર કરવાને પુરતો ખોરાક મળે તેવી રીતે આપણે આપણો કાયક્રમ ગોઠવવો જોઇએ. આવી ગોઠવણ મુખ્ય કરીને મનશક્તિપર અસર કરે તેવી હોવા જોઇએ, તોપણ કેટલીક પ્રકૃતીનાં માણસો લાગણીવાળાં હોવાથી તેઓની લાગણી ઉશ્કેરાય તેવું તત્વ તેમાં સમાવવું જોઇએ. જેમ કેટલાંકોને માટે મનની ખીલવણીની જરૂર છે, તેમ બીજાંઓને માટે અંતઃકરણની ખીલવણીની જરૂર છે. તે એકજ મહાન સચાઇને ઘણાં મનની જરૂરીઆતને બંધબેસ્તી કરવામાં કશું ઉલ્લટાપણું સમાયલું નથી. કેટલાંક ઘણી ઉંડી ધાર્મીક પ્રકૃતીનાં માણસો પોતાનાં બાતેનનાં યકીનથી તે સચાઇને પીછાણી શકે છે. બીજાંઓ જેઓ ખાસ કરીને ધાર્મીક નથી હોતાં, તેઓને પોતાનાં અંતરમાં આવું યકીન બેદાર થતું લાગે છે, કારણ હાલના ગળાંફાંસુ હરીફાઇના ધોરણ ઉપર સુધારો વધારે આગળ વધી શકે તે તેઓને અશકય લાગે છે. જે પ્રજા, ધર્મ, અને પ્રકૃતીનાં લોકોની સાથે આપણને કામ પાડવાનું હોય તેઓને અનુસરતી રીત આપણે અખત્યાર કરી જોઇએ. અને અહિં આપણી વિવેક બુદ્ધીની કસોટી થાય છે. જુદા જુદા દેશોમાં ત્યાંનાં લોકોને તેમનાં પોતાનાં ધર્મ પુસ્તકો ઉપર રચાયલી દલીલોથી સમજાવી શકીએ, અને બીજાંઓ જેઓ જગદગુરૂની પધરામણીની વકી રાખે છે તેમનાં ધર્મશાસ્ત્રોની શાહદત પણ આપણે ટાંકી શકીએ, તો આપણું કામ સહેલ થાય.

પણ જગદ્દગુરૂ કાંઈ ફકત દુન્યાને શાંત કરવાને કે દયા અને સારી દુઆઓ આપવાનેજ પધારતા નથી. તેવણુ વધારે સારી કોશેશને માટે આપણામાં નવું જોર ઉત્પંન કરવા અને જે ગુંચવણભર્યા સવાલોનો આપણે ફડચો નથી કરી શકયા, તે માટેના ઉપાયો જાહેર કરવાને અને આ દુન્યામાં હસ્તી ધરાવનાર માણસોથી ધારણ કરી શકાય એવું જીંદગીનું નવું ધોરણ રચવાંને આવે છે.

આટલા માટે તે સાહેબનાં કામ માટેની તૈયારી માત્ર તેમની પધરામણીની ખબરનો ફેલાવો કરવામાંજ સમાઈ જતી નથી. પણ જીંદગીનાં વધારે સારા બંદોબસ્ત અને ઉપયોગીપણાંને બંધબેસતાં સઘળાં અગત્યનાં કામો માથે લેવામાં સમાયલી છે. એક મહાન ગુરૂએ એકવાર કહ્યું હતું કે, જેઓ જ્ઞાન ધરાવે છે, તેઓ જ્ઞાન ધરાવતાં હોવાથી કામો કરે છે, અને જેઓ જ્ઞાન ધરાવતાં નથી તેટલા માટે તેઓ આળસુ છે. તેથી આપણે **તેમના** નામથી સઘળાં ઉપયોગી કામો કરવાં જોઈએ, અને વળી તે ઉપરાંત હાલમાં દુન્યામાં કામ કરી રહેલી જુદી જુદી શકિતઓને ઓળખવાની કોશેશ કરવી જોઇએ. અને જેવી રીતે મહાન જગદ્દગુરૂ દુન્યાને આગળ વધેલી જોવાની ખાહેશ રાખે છે, તેવી રીતે તે શકિતઓને આપણાં અંતર જ્ઞાનથી સમજી જઇને તેઓને તે રસ્તે મુકવાની કોશેશ કરવી જોઇએ.

કાંઈ પણ સ્વાર્થી હેતુ વગર આપણા ભાઈબંધોને મદદ કરવાની મજબુત ખાહેશથી આપણામાં એવું ડાહપણ પ્રગટ થશે, કે જેની આપણને આપણી રાહબરી માટે જરૂર છે.

બેમાલુમ રીતે આપણાં મનને ઘેરી રાખનાર વારસામાં ઉતરી આવતા ગુણ અને આસપાસનાં સંજોગોને લગતાં ધુમસથી આપણાં મનને ખુલ્લું કરવું પડશે. કમનસીબે જેઓ સાયન્સને લગતી શોધખોળમાં ઉદાર મનથી કામ કરે છે અને જુના ધર્મ સંબંધી ફતવાઓથી વિરૂધ્ધ જતી સાયન્સની કોઠ બાબદ ખુશીથી સ્વીકારે છે, તેઓ ધર્મ સંબંધી શોધખોળનાં સંબંધમાં વારંવાર એવાં સાંકડાં મનના થાય છે કે ખાસકરીને જ્યારે એવી શોધથી તેઓનું મત બીજાં મતોથી વિરૂધ્ધ જતું હોય, ત્યારે તે સ્વીકારવાને તેઓ ના પાડે છે. વળી આપણા જમાનાના રાજદ્વારી અને સંસારી આગેવાનો એવી સાંકડી અને તાસુબીભરી વળણ ધરાવે છે કે તે લગભગ સ્વાર્થી થઇ પડે છે. રાજદ્વારી માણસો ફકત પોતાનાં દેશની પ્રજાનેજ માટે કામ કરે છે, અને સઘળી પ્રજાના ભલાં માટેની યોજના જ્યારે તેઓનાં

પોતાનાં દેશનાં હીત માટેની હોય છે, ત્યારેજ તેને તેઓ વજન આપે છે. સંસાર સુધારકનાં મનથી તેનાં પોતાના માનીતાં અનુમાન સિવાય બીજું કાંઈ હસ્તીમાં છેજ નહિ. પણ આપણી બાતેનની તૈયારીએ આપણને આપણી પોતાની તાસુબીઓ અને માની લીધેલાં મતોને બાજુએ મુકીને બીજાઓના વિચારો તરફ ઉદાર મન દેખાડવાનો પાઠ શીખવ્યો છે. આટલા માટે આપણામાંનાં દરેકે કોઇ પણ જાતનાં પક્ષનો ખ્યાલ કીધા વગર હાલનાં સુધારાના કોઈ પણ એક ગુંચવણભર્યા સવાલ સાથે પોતાને જોડવો જોઇએ. અને જગદ્ગુરૂની નજદીક આવતી પધરામણીનાં ખાસ ધોરણથી આપણે તેનો ફડચો કરવાની કોશેશ કરવી જોઇએ અને તેમ કરતાં જ્યારે જગદ્ગુરૂ આ દુન્યામાં પધારે ત્યારે ઐક્યતા, સહકાર, પ્યાર અને ભાઈબંધીનો જે સંદેશો તેઓ લાવશે તે ધોરણ ધ્યાનમાં રાખીને આપણે કામ લેવું જોઇએ.

તૈયારી માટે કામ કરવાને ચાર મુખ્ય કામોની જરૂર છે. રાજદારી, સંસારી, ધાર્મીક અને કેળવણીને લગતું. આપણે આપણા દેશની તવારીખથી જાણીતા થવું જોઇએ. અને અપક્ષપાતપણે વર્ણવેલી તેની રાજદારી હાલતથી તેમજ દેશની સંસારી હાલતથી, અને આપણા પોતાના ધર્મ સિવાય બીજા ધર્મોનાં મૂળ સિદ્ધાંતોથી તેમાં આવતી મુસ્કેલીઓનો ફડચો કરવા માટે જે ધોરણે કોશેશ થતી હોય તેથી, તેમજ ઈન્સાનના ઉતરતાં અને ઉંચ જીવનો વચ્ચે એક સાંકળ જોડી આપે એવાં જ્ઞાન ઉપર રચાયલી કેળવણીના નિયમોથી જાણીતા થવું જોઇએ.

આ પ્રમાણે આપણે હાલની જીંદગીના ગુચવણભર્યા સવાલ ઉપર કુશળતાથી બોલી કે લખી શકીશું, અને કઇ બાજુએ સુધારો ખરેખર થાય છે તે જાણવા ઉપરાંત ખરેખરો ફડચો કયા ધોરણે થઈ શકે, તે પણ આપણે પીછાણી શકીશું. આપણે વેપારી, સંસારી, પ્રજાકીય જીંદગીને તેમાં ઉંચો હેતુ, અડગ પ્રમાણીકપણું અને ટેક અને બીજાંઓ તરફની જવાબદારી અને તેઓ સાથનાં સંબંધની લાગણીનું તત્વ આમેજ કરીને મીનોઇ રૂપમાં ફેરવવાની કોશેશ કરવી જોઈએ, કે જેથી તે સઘળું નમુના રૂપ થઈ પડે અને આપણા જીવન અને દાખલાથી બીજાં માણસો વધારે ઉમદા અને વધારે સુખી સંસારી રચના તરફ ચાલવા માંડે.

માણસ જાતનાં સઘળા પ્રકારનાં કામોનાં મહાન સુધારક તરીકે જગદ્ગુરૂ પધારશે, અને જે ભયંકર ઝડપથી સઘળાં જુનાં રૂપ રેવાજોનો નાશ

થાય છે, તે તેમના આવવાથી જીંદગીમાં જે ચાલાકી ઉત્પન્ન થવા લાગી છે, તેનો ખ્યાલ આપવા માટેજ છે. આટલા માટે આપણી સન્મુખ જે ખરેખરી ફરજ છે તે તે નામવરનાં ભવિષ્યનાં કામનાં ધોરણ ઉપર દરેક પ્રકારનાં નવી રચનાનાં ખ્યાલ સાથે હમસાઝ થવાની અને જે ખ્યાલ તે નામવર અમલમાં મુકશે તે ખ્યાલોને લગતી મહાન હીલચાલોમાં સંપુર્ણરીતે ભાગ લેવાની છે.

**બાતેનની અને જાહેરની તૈયારી** એ ત્યારે આપણી તાકીદની ફરજ છે. જ્યારે તે નામવર પધારે ત્યારે આપણે ખાલી હાથે તેમની સન્મુખ હાજર થઇ શકીશું નહિ. પણ જેમ પેલા દાનાવ માણસો જીસસનાં પગ આગળ નઝરાણું લઇને ગયા હતા તેમ આપણે પણ આપણાં રવાન અને અંતઃકરણનાં છેક ઉંડાણમાંથી આપણા ઉમદા વિચારોની ધુપ, આપણા પવિત્ર કામોનો ખજાનો અને આપણાં જાતી ભોગની ખુસ્બો રજુ કરવી જોઇશે. તેમને માટેનાં કામમાં આપણે આપણી સઘળી મનશકિત, અતકરણ અને ઇચ્છા રોકવાં જોઇએ. તે નામવર જ્યારે પધારે ત્યારે તેમના બાહોશ અને વહેવારૂ મદદગાર થઇ પડવાને આપણે તાલીમ લેવી જોઇએ. અને સઘળાં ઉપરાંત તે નામવરનાં આવવાની આપણે રાહ જોઇએ છીએ, એવું ખુલ્લાં દીલે જાહેર કરવાને ડરવું જોઇએ નહિ.

**સવાલ**—પણ દરેક માણસ એટલું બધું કાંઈ કરી શકે નહિ, સાધારણ શકિતનાં માણસો એ કાર્યમાં શું મદદ આપી શકે?

**જવાબ**—એ ખરૂં છે કે દરેક ઇન્સાન કાંઇ ફીલસુફ કે રાજદ્વારી કે ધર્મગુરૂ, સુધારક કે કેળવણીમાં પ્રવીણ હોતું નથી. છતાં બી સાધારણ સમજ શકિતનાં સઘળાં માણસો કાંઇપણ ખ્યાલ કે વિચાર કે બંદગી કરી શકે તેમ છે; અને જો તેઓ શાંત મનનથી આવા વિચારોમાં પોતાને તમામ રોકી રાખે તો તેઓના વિચારો ઘણાં ઉપયોગી કાર્યો કરી શકે. તેઓ દરેક ઠેકાણે જે કાંઈ સામાન્ય હોય તે ઉપર લોકોને વિચાર કરીને લલચાવવાને અને તેઓની મતફેરી ભુલી જઇને જે મતો સામાન્ય હોય તે ઉપર તેઓનું ધ્યાન રોકીને સઘળી બાબદોનું છુટાપણું ખીલવી શકે, કારણ લોકોને નજીવી બાબદો ઉપર મતફેરી હોય છે, જ્યારે ખરેખરી અગત્યની મોટી બાબદો ઉપર તો સઘળાં એકમત છે.

તેઓ પ્યારભર્યા વિચારોથી મદદ કરી શકે અને જગદ્‌ગુરૂની બળવાન શકિત માટે એક પ્રવાહ બનાવી શકે કે જે આપણી દુન્યામાં કામ કરી

રહેલા જીવોની રાહબરી અને મદદ માટે નીરંતર ઉભરાતો રહે છે. જાહેરનું કાર્ય બાતેનની શક્તિ ખીલ્યા વગર બરોબર રીતે થઇ શકતું નથી, તેમજ અંતરની શક્તિ બંધબેસતાં સાધન વગર કામ કરી શકતી નથી. દયાનો તે સાહેબ મહોબતના સિદ્ધાંત ઉપર એક નવી દુન્યા સ્થાપવા આવનાર છે, અને તેટલા માટે તેમને મદદ કરવાને ઘણી જાતનાં માણસોની જરૂર છે. આટલા માટે તેમાં દરેકની જરૂર છે. પછી તેમાં ખ્યાલી કે ઉંચી નેમ ધરાવનાર માણસો હોય, અભ્યાસી કે યોગી હોય, યા વહેવારૂ કે ધંધાદારી કામ કરનાર મર્દો કે સ્ત્રી હોય, તે સઘળાંની જરૂર છે.

વળી તેમને મદદ કરનારાઓમાં સંપૂર્ણ લાયકાત કરતાં સંપૂર્ણ વિશ્વાસ અને તેમની સેવા બજાવવા માટેના મક્કમ ઠરાવના ગુણની વધારે જરૂર છે. એક વાર એક મહાત્માએ કહ્યું છે કે "જે માણસ પોતાથી બનતું કરે છે તે અમારે માટે પુરતું કામ બજાવે છે". આટલા માટે દરેક જણે પોતાના મીત્રો અને સગાંવહાલાંઓમાં જે પોતાથી બની શકે તે કરવું જોઇએ. અને દરેક જણ જે ખરેખર આતુર હોય તે નીચલાં નાનાં પ્રકારનાં પણ મોટી અગત્યનાં કોઇ પણ કામમાં સામેલ થઇ શકે.

## ધર્મ સંબંધી.

ધર્મનાં કાનુનોના ઘટતા કારોબારમાં મદદ કરવી, ભક્તિને લગતા ભજન કિર્તનનાં મેળાવડા કરવા, તહેવારોને લગતા મેળાવડા ખેંચાણકારક કરવા.

## સંસારી.

સ્ત્રીઓ ને બાળકોનાં હીત માટે કામ કરવું. બંદીખાના અને હોસ્પીટલોની મુલાકાત લેવી. ગાંમડાં અને શહેરની સ્વચ્છતા, કેફીપીણાંનો ત્યાગ, જાનવરો અને બીજી જાનદાર પેદાયશ તરફનાં ઘાતકીપણાંનો અટકાવ, મજુર વર્ગમાં સહકાર, જીવદયાનાં વહેવારૂ કામો, લોકોનાં મનને તંદરોસ્ત રમતગમતનાં સાધનો પુરાં પાડવાનું કામ, ખોરાક, આરોગ્યતા વગેરેને લગતા સુધારાની હિલચાલ.

## કેળવણીને લગતાં કામો.

મજુરો માટે રાતની શાળાઓ, હલકા વર્ગો માટે સ્કુલો, કેળવણીમાં ભાઇબંધી ખીલવવાની હિલચાલ, મા-બાપો અને શિક્ષકોનાં મંડળો, સ્થાનીક તેમજ સર્ક્યુલેટીંગ લાઇબ્રેરી માટેનાં કામકાજો.

## સાહિત્ય સંબંધી.

ચોપડાઓ, ચોપાન્યાંઓ, રીપોર્ટો વગેરે લખવાનાં કામ. ધર્મ પુસ્તકોમાંથી ખાસ ફકરાઓ ચુંટી કાઢીને તેમનો સંગ્રહ કરવાનું કામ.

## શહેરી.

બોય-સ્કાઉટસ, સેવા સમીતી, સેવા સદન, સોસ્યલ સર્વીસ લીગ, વગેરે મંડળોમાં જોડાવું.

**સવાલ**—શારીરીક જોર અને મજબુત મન-શક્તિ ધરાવનારા મોટી ઉમરનાં માણસો તે નામવરનાં આવવા માટેની તૈયારીનાં સંબંધમાં ઘણી મદદ કરી શકે, પણ ઘણા બુઢ્ઢાં અને ઘણાં નાદાન વયનાં એ બાબદમાં શું કરી શકે?

**જવાબ—જગદ્‌ગુરૂ**નાં સંબંધમાં જે કામ કરવાનું છે તે ત્રણ ભાગમાં વેંહચાઇ જાય છે.

૧. તે નામવરનાં આવવા માટેની તૈયારી.

૨. તેઓ દુન્યામાં હોય તે વખતે તેમની સેવા અને મદદ.

૩. તેઓ દુન્યા છોડી જાય તે પછી તેમનું કામ ચાલુ રાખવું.

જ્યારે જગદ્‌ગુરૂ પધારશે ત્યારે તેઓ ગેતી અને મીનોઇ સઘળી દુન્યાઓમાં કામ કરશે. આકાશી ભુવન ઉપર પુષ્કળ કામ કરવાનું રહેશે, કારણકે તે ભુવન ઉપર અહિં કરતાં દશ ઘણા વધુ જીવોને મદદની જરૂર છે. તેથી જેઓ હમણાં તદન બુઢ્ઢા હશે તેઓ જો કે પોતાનાં હાલનાં ખાકી શરીરમાં જગદ્‌ગુરૂને જોવા પામશે નહિ, છતાં જો તેમનામાં સેવા માટેની આતુરતા હશે તો તેઓ આકાશી ભુવન ઉપર તે નામવરનાં હાથ હેઠળ કામ કરવાનો હક મેળવશે. વળી તેઓ જન્મના દરવાજામાં થઇને ઝડપથી પાછા આવી શકશે. જો કે તેમ છતાં પણ જ્યારે તે નામવર આ દુન્યામાં હશે, ત્યારે તેઓ માત્ર નાના છોકરાઓ અને છોકરીઓરૂપે હશે. તેઓનાં નવાં નાનાં શરીરોમાં તેઓની ઉપર જગદ્‌ગુરૂનાં પાછળનાં કામ-કાજનો મોટો બોજો આવશે અને જે શકિતઓ તે નામવર મુકી જશે, તે ઉપાડી લેવાને અને જે બીજ તે સાહેબ રોપશે તેને ખીલવવાનું કામ તે જીવોને માથે રહેશે. આપણામાંનાં બુઝોર્ગો જેઓ બેપરવાહીની જડ હાલતમાં આવી પડયા છે, તેઓ કાંઇ જગદ્‌ગુરૂના કારોબારની રચનામાં ભાગ લઇ શકે અને મહોબત અને બાહબિંધી ઉપર રચાયલા એક

નવા સુધારાને ચાલુ કરી શકે તેમ નથી. તે નામવરની આર્જુ જુવાનો માટે થઇ પડશે, કે જેઓનાં અંતઃકરણો જુસ્સાવાળા છે, જેઓની મગજશકિત તિક્ષણ છે, જેઓ મહેનત કરવાને, ચાહવાને અને ભોગ આપવાને આતુર રહે છે. અને તે જીવો ચેલાઓ તરીકે બહાર પડીને તે સાહેબ જ્યારે આ દુન્યામાં પધારશે ત્યારે તેમના કામમાં સામેલ થશે.

આપણામાંના ઘણી નાદાન વયના જીવો માટે આપણે સારી આશા રાખી તેઓને નવાં કામો ને નવા સુધારા માટે સઘળી તક આપવી જોઇએ, કારણ કે સઘળી યોજના એવી રીતે રચેલી છે કે જેઓએ તે સાહેબને પુરાતન જમાનામાં ઓળખ્યા હતા, તેમજ ચાહયા હતા અને તેમની સેવા બજાવી હતી, તેઓને નજદીકનાં ભવિષ્યમાં તે સાહેબ આ દુન્યામાં આવશે ત્યારે, તેમજ પેલી દુન્યામાં તેવણ પાછા ફરશે ત્યાર પછી પણ તેમનું કામ ચાલુ રાખવા આ દુન્યામાં ખાસ મોકલવામાં આવ્યા છે. તેથી આપણે આવા જીવોને જો કે તેઓના ખાકી શરીર નાદાન છે છતાં, તેઓનું ડાહપણ અને સેવા પુખ્ત ઉમરનાં હોવાથી ઉત્તેજન આપવું જોઇએ. કારણ કે તેઓ નવા સુધારાની નીશાન છે અને પધારનાર ગુરૂની આમદ પોકારનાર છે.

**સવાલ**—પણ જો એક ઇન્સાન તે નામવરની પધરામણી માટેની તૈયારી માટે કાંઈ ચોકક્સ કામ કરવા માંગે, તો તેણે શું કરવું?

**જવાબ**—તે તેની લાયકાત અને ગુણ ઉપર આધાર રાખે છે. આપણી આગળ હમણા જે મહાન કાર્ય કરવાનું પડેલું છે તે કરવા માટે ઘણાં વિભાગો છે. અને સઘળાઓ એકસરખી રીતે કામ કરી શકે નહિ. બે માણસો એકસરખી નીતી અને મનશકિતની ખીલવણી ધરાવતાં હોતા નથી, અને બંન્નેને જુદાં જુદાં તપાસ્યા વગર તે માણસની લાયકાત અને પ્રકૃતીને શું અનુસરતું થઈ પડશે તે ચોકકસપણે કહેવું મુસ્કેલ થઇ પડે.

એક ચીજ આપણે બરાબર ધ્યાનમાં રાખવી જોઇએ કે જો એક માણસ એક ખાસ ધોરણ પર કાંઈ ઉપયોગી કામ કરતો હોય તો આપણે તેજ ખાસ કામ કરી તે ધોરણ પકડવાની જરૂર નથી; જે જાતના કામોમાં ખાંચા હોય તે પુરવા જોઇએ, નહિ કે જે જગ્યા અત્યાર અગાઉની ભરાઇ ગઇ હોય તેનેજ વધુ ભરવી. પણ આપણે તે તમામ કામ સંપૂર્ણ બનાવવા માટે ખાલી પડેલી જગ્યા શોધવી જોઇએ.

વળી જો આપણે તે સાહેબનાં મદદગાર થવા માંગતાં હોઇએ તો ખાસ કરીને આ મહાન તૈયારીમાં કાંઈ પણ કામ ખુશીથી માથે ઉઠાવી પછી તે ગમે તેવું નજીવું યા મુસ્કેલ હોય યા અગત્યનું કે દેખીતું બીનજરૂરી હોય તો પણ તે ખરાં દીલથી કરવું જોઇએ. જેવી રીતે એક મોટાં યંત્રનો એક ભાગ એક નાની છુપી કમાનથી તે યંત્રના મોટાં ચક્કરને ચલાવવામાં મદદગાર થઇ પડે છે, તેવીજ રીતે વારંવાર એક નજીવું દેખાતું કામ ખરેખર ઘણું ઉપયોગી થઈ પડે છે.

"યાદ રાખજો કે તમારે તે કામનાં કદ ઉપરથી અનુમાન બાંધવાનું નથી. એક નજીવી ચીજ જે તે સાહેબને સીધી રીતે ઉપયોગી થતી હોય તે દુન્યાનાં લોકો જેને ઘણું ભલું ધારતાં હોય તે કરતાં વધુ કિંમતી ને ઉપયોગી થઈ પડશે."

આ પ્રમાણે જે કામ તે સાહેબનાં કામ તરીકે છે તે મહાન કાર્ય ગણાય છે. આપણે હમેશાં સાવધ રહેવું જોઇએ અને તે સાહેબની ઇચ્છા પાર પાડવાને જીંદગી રોકવી જોઇએ અને આપણી અરધી કેળવણી તો જે નીશાની આપવામાં આવે તે જોવામાં અને જે અવાજ બીજાઓ સાંભળી ન શકે તેનો જવાબ આપવામાં સમાયલી છે.

તે સાહેબનાં મદદગારો તરીકે મહોબતની શક્તિ યાને આપણા ભાઇબંધો તરફનો પ્યાર અને સઘળાં દુખીઓ તરફની આતુર દીલસોજી પર આપણે સંપૂર્ણ યકીન રાખવું જોઇએ. તે સાહેબનાં કામમાં વિશ્વાશ રાખીને કોઈ પણ સામાન્ય હિલચાલમાં જુદી જુદી જાત અને પ્રજાનાં આપણાં ભાઈબંધો સાથે સંપૂર્ણ સહકાર દેખાડવો જોઇએ. સંજોગો કેટલીકવાર બહુ ઉપયોગી થઈ પડે છે, અને આપણી પોતાની ખાસ લાયકાત આપણા હાથમાં આવતી તક વખતે આપણે શું કરવું જોઇએ તે દેખાડે છે. અને જેઓ દીલોજાનથી અને સંપુર્ણ રીતે હાથ આવતી તક પકડી લે છે, તેઓમાં લાયકાત છે એમ પુરવાર થાય છે, અને તેવી લાયકાતનાં વધુ ઉપયોગ માટેનો રસ્તો ખુલ્લો થાય છે.

જો કે આપણે જુદા જુદા રીતે મદદ કરી શકીએ તો પણ જે સૌથી મોટું કામ આપણે કરી શકીએ તે આપણે પોતે પવિત્ર જીંદગી ગુજારવાનું છે, કે જેથી જે મીનોઈ શકિત હાલ દુન્યાને તૈયાર કરે છે તેના ફેલાવા માટેના માર્ગો તરીકે આપણે હમણાથીજ ઉપયોગી થઇ શકીએ, અને જ્યારે જગદ્‌ગુરૂ પધારે ત્યારે વધારે બળવાન શક્તિનાં ફેલાવા માટેના સાધન થઈ પડએ.

**સવાલ—** જ્યારે **જગદ્‌ગુરૂ** પધારશે ત્યારે આપણે તેવણુને કેવી રીતે ઓળખી શકીશું?

**જવાબ—** એક મહાન શકિતને ઓળખવા માટે બહારની દેખીતી નિશાનીઓ કશી હોતી નથી, અને બહારની કોઇપણ નિશાનીથી આપણે તેવણુને અથવા તેમની મોટાઈ જે ખાકી નહિ પણ માનોઈ છે તેને ઓળખી શકીશું નહિ. **ગીતામાં શ્રી કૃષ્ણ** જણાવે છે કે:-

"જ્યારે હું માણુસના સ્વરૂપમાં સજ થઈને આવ્યો, ત્યારે તમામ હસ્તીના મહાન સાહેબ તરીકેના મારા સર્વોપરી સ્વરૂપથી અજ્ઞાન રહીને મુર્ખ લોકોએ મારો સ્વિકાર કર્યો નહિ."

જ્યારેથી **જગદ્‌ગુરૂ** પધારશે, ત્યારે તેમની મહોબતનો ઉભરો અને તેમની શકિતનું તેજ જરૂર પ્રગટ થશે, પણુ આપણામાંના કેટલાં તે ફરેસ્તાઈ હસ્તીઓ અને ઉંચાં ભુવનોના મહિમા અને શકિત જોઇ શકશે? કારણુકે દુન્યાનાં લોકો તો ફકત તેમનું ઉપરનું માંસનું શરીરજ જોઈ શકે છે, તેટલા માટે તે સાહેબના વખત રાત્રે આવતા ચોરની મીસાલ--નહિ માલમ પડે તેમ આવી પડે છે. ફકત જેઓમાં ખોદાઈ અંશ ખીલેલો છે, જેમની અંતરદ્રષ્ટી ખુલેલી છે, જેમના કાનો ગેબી અવાજને સાંભળવાને ખુલ્લા થયલા છે, તેઓજ ફકત તેમને તેમનાં ખરાં સ્વરૂપમાં પીછાણી શકે છે. જો આપણે આપણા અંતરના ખોદાને પીછાણી શકીએ તો પછી બહારની દુન્યાની તે મહાન શકિતને પીછાણુવાને શકિતવાન થઇએ. "એશક મહાત્માઓ મારાં ઇશ્વિરી સ્વરૂપનું ભાન મેળવીને મને તમામ હસ્તીનાં અમર મૂળ તરીકે પીછાણીને પૂર્ણ શ્રધ્ધાથી મારી ભકિત કરે છે." તેથી આપણે પહેલા આપણી દુન્યામાં પ્રગટ થતા જગદ્‌ગુરૂને ઓળખવા અગાઉ આપણા અંતરના ખુદાઈ અંશને પહેલાં ઓળખતાં શીખવું જોઇએ. "અય આત્મા! અહિં કે ત્યાં કેઠે નહિ, પણુ તારા અંતરમાં ક્રાઇસ્ટિને માટે શોધ કર."

એક મહાન અલૌકીક શકિતને ઓળખવાની ફકત એકજ રીત છે, અને તે તેના જેવા કાંઇક અંશે થવાથી—કારણુકે તમામ કુદરતમાં એકજ મહાન કાયદો લાગુ પડે છે, કે જે ચીજ સાથ આપણે હમસાઝ થઇએ, તેજ ચીજને આપણે બરોબર ઓળખી શકીએ. અને મેટરલીંક કહે છે તેમ: "આપણામાંના ઇશ્વિરી અંશને પ્રગટ કરવાથી બીજનમાં રહેલાં ઇશ્વિરી તત્વને આપણે શોધી શકીએ છીએ." જ્ઞાન માટેની શરત આ છે કે આપણુને જે બહારથી મેળવવાનું હોય તેને મળતાં થવા માટે આપણુને કાંઇક ફેરફાર કરવો

જોઇએ. આપણાં શરીરમાં ઇથર હોવાને લીધે આપણે જોઈ શકયે છીએ. અને આપણી આંખમાંની ઇશ્વર રોશનીના મોજાંઓથી ઇથરના મોજાંઓના આકારમાં ફેરવાય છે, અને આપણે નવાં સ્વરૂપો ઉત્પંન કરી શકયે છીએ તેથી જોઈ શકયે છીએ. એવીજ રીતે દરેક ઈંદ્રીઓ માટેની રચના છે. અને એવીજ બીજી લાખો ધ્વનીઓ આપણા શરીરમાં આવીને અથડે છે, પણ આપણે તેવી ધ્વનીઓ ઉત્પંન કરી શકતા ન હોવાથી આપણને તેનું ભાન થતું નથી. તેજ પ્રમાણે જે માણસે પોતાનો ઇશ્વરી અંશ પોતાનામાં ખીલવ્યો હોય છે, તે જગતની મીનોઈ ધ્વનીઓ સાથ હમસાઝ થઈ શકે છે, કારણ તેવી ધ્રુજરી તે પોતાનામાં પ્રગટ કરી શકે છે. તેથી નીતીને લગતાં ચારીત્રમાં અને મીનોઇ ખાસ્યતમાં જેટલા પ્રમાણમાં ધ્રુજરીઓ ઉત્પંન કરી શકયે, તેટલા પ્રમાણમાં આપણે તે મેળવી શકયે. આપણી શકિત ઓછી હોય છતાં ગમે એટલાં નબળાં પ્રમાણમાંબી જો આપણે ધ્રુજરીઓ ઉત્પંન નહિ કરી શકીએ, જે ગુણો જગદ્ગુરૂમાં પ્રકાશી નીકળે છે તેમાંના થોડા પણ જો આપણામાં ન હોય, તો ને પ્યારના સાહેબ ખુદ આપણા સન્મુખ આવીને રજુ થાય તોપણ આપણે તેમને ઓળખી શકીએ નહિ. તેટલા માટે ક્રાઇસ્ટ સાહેબ જ્યારે પધારે ત્યારે તેમને ઓળખવા માટે આપણે આપણને થતાં અપમાનો ગારીથી સાંખી જવાને, અને આપણા પર મુકાતાં તહોમનો ચુપકીદીથી ખમી જઇને તેમજ ગુસ્સાથી દુર રહી નમ્રતાનો વધારો કરીને આપણામાંનો ક્રાઇસ્ટનો અંશ ખીલવવો જોઇએ. એક મીનોઈ માણસમાં જોઇતા સઘળા સદ્ગુણો આપણે ખીલવવા જોઇએ, અને આપણા દરરોજના કામકાજોમાં સ્વભાવ અને ચાલ ચલણના નજીવા કસુરોથી બરબાદ થતી મીનોઈ શકિતને અટકાવવી જોઇએ. અહિં આપણા કરતાં મોટા અને ઉમદા ખવાસોના માણસોની ખામી શોધી કાઢી તેઓ સામે ટીકા કરવાથી પરહેજ રહેવું જોઇએ, અને કોઇપણ માણસમાં મોટાઈ જણાય તો તેને માન આપવું જોઇએ. જો આપણે શ્રી કૃષ્ણને જ્યારે તેવણ પધારે ત્યારે ઓળખવા હોય તો આપણે બ્રાહ્મણો કે જેઓ પોતાને બહુ રોકાયલા સમજી તેવણની સેવા બજાવી શકયા ન હતા, તેઓના જેવા નહિ પણ ત્રીવકના જેવા થવું જોઇએ, કે જેણીએ પોતાનો કિંમતી હદીઓ તેમને તમામ અર્પણ કીધો હતો.

દરેક માણસ કે જેને આપણે મળીએ તેના ખરાબ નહિ, પણ સારા ગુણોજ જોવાની સદા કોશેશ કરવી જોઇએ, પછી તે એક ગુનેહગાર હોય યા એક સાધુ હોય.

બાઇબલમાં ક્રાઇસ્ટ સાહેબ કહે છે કે: " મેં કહ્યું હતું કે તમો સઘળા દેવતાઓ છો. " તેવણુ તેમની સાથની આપણી ઐકયતા માટે બોલે છે: " હું દ્રાક્ષનો વેલો છું અને તમો સઘળાં તેની શાખાઓ છો. " ડાહપણના એક સરદાર—જગદગુરૂના પોતાના એક ચેલા કહે છે: " દરેક ઇન્સાન અને દરેક ચીજ દેખીતી ગમે તેવી ભલી કે બુરી હોય તોપણ તેમાંના ખોદાના અંશને ઓળખતાં શીખ. " કારણ દરેક ઇન્સાનમાં ખોદા પ્રગટે છે, દરેક માણસ તે આકાશી ખોદાનો દીકરો છે. અને તે પોતાના ઇશ્વરી પીતાની સંપુર્ણતાએ પુગવાની કોશેશ કરે છે, અને આપણી આંખો બંધ હોવાથી આપણે તેમને જોઈ શકતા નથી, અને જો આપણે તે સાહેબની જોરાવર સંપુર્ણતામાં મીનોઇ તત્વ જોઈ શકયે, તો આપણે આપણા સૌથી ગરીબ ભાઇબંધમાં પણ ક્રાઇસ્ટનું તત્વ જોઈ શકયે, કારણ કે ખરેખર ત્યારેજ આપણે તે સાહેબ પધારે ત્યારે તેમની તરફ ખેંચાઈશું, અને તેમની પરમાર્થી હાજરી સાથે સીધા વહેવારમાં આવીશું.

આ પ્રમાણે આપણે તેમની અજબ જેવી સંપુર્ણતાની નકલો-પછી તે ગમે તેવી નીર્જીવ હોય તો પણ તે–બનવાની કોશેશ કરવી જોઇએ. તેમની અપાર મહોબત, તેમની તમામ જગત તરફની દયા અને તેમની ચમત્કારીક સંપુર્ણતાનો કાંઇક અંશ આપણે ઉત્પંન કરવો જોઇએ. પણ આ દયા કાંઈ લાગણી નથી: એ કાંઈ એવી દયા નથી કે જે એક ગરીબ—ચીથરેહાલ ભીક્ષુકના દેખાવથી ઉત્પંન થાય; આથવા તો એક બાળક તરફની એક માતાની લાગણી જેવી એ નથી, પણ એ તો બેહદ દયા સાથે જોડાયલું ન કલ્પી શકાય એવું ડાહપણ છે, કે જે દુન્યાની તમામ હસ્તીની કંગાળ્યતોનો નાશ કરે છે. એ એક એવું ડાહપણ છે કે જે તમોને બીજાઓને મદદ કરવાને લાયક બનાવે છે. તે ઇચ્છાશકતી છે કે જે ડાહપણ તરફ દોરવે છે, તે મહોબત છે કે જે ઇચ્છાશકિતને બશારત આપે છે. ... ... ... " ઇચ્છાશકિત, ડાહપણ અને મહોબત એ ઇશ્વરના ત્રણ ગુણો છે; અને તમો કે જેઓ તે સાહેબની સેવામાં અર્પણ થવા માગતાં હોય, તેઓએ આ દુન્યામાં ઉપલા ત્રણ ગુણો દેખાડવા જોઈએ. "

આપણા દીલમાં, મનમાં અને કાર્યોમાં તે સાહેબની નકલ કરવાની ચાલુ કોશેશથી, આપણે જ્ઞાનની ઇંદ્રીને આપણા પોતાનામાં ઉત્પંન કરવી જોઇએ, જે ગમે તેટલી નજીવી હોય છતાં તે મોટાઈને પીછાણી શકે છે, કારણકે તે તેની જોરાવર ધ્રુજરીઓને કાંઇક પ્રમાણમાં પણ ઉત્પંન કરી

શકે છે, તે સાહેબનાં કાંઇક ગુણ ઉપાડી લેવાથી, અને આપણાં અંતઃરમાં—તે બાબતનું મનન કર્યાથી, તેમને બાબતનો વિચાર ધીમે ધીમે તેમની સાથ આપણને બાંધી લઇને મહોબતની એક કડી જોડશે, અને તેમને બાબતના વિચારની ઉત્પંન કરનારી શકિત આપણી રહેણી કરણીને સુધરશે અને આપણી ખાસ્યતને ઉમદા બનાવશે. પીથેગોરસનું કહેવું ખરૂં છે કે: "એક ઢોરનાં શરીરનો જુસ્સો અને જોર તેના ઉમદા ગુણો દેખાડે છે, પણ એક માણસના ઉમદા ગુણો તેની સારી રીતભાતથી જણાય છે." બેશક તે માટે જુસ્સા ભરી તૈયારીની જરૂર છે—દયાનાં તે સાહેબના ઉમદા કામને જવાબ દેવાને માટે ખંતીલી તાલીમ અને ખાસ સમજશક્તિની જરૂર છે.

જે ઉપદેશ તે સાહેબ આપણને આપશે તેથી તે ગુરૂને આપણે ઓળખી શકીશું, કારણ કે ગુરૂની લાયકાત તેમના શિક્ષણથીજ થાય છે. આપણે ધારીએ છીએ કે શિક્ષણ એ "ચાલુ બોધ" છે: તે ગોયા "ખરી રીતે જીવવા" બરોબર છે, કે જે ક્રાઇસ્ટ સાહેબે પોતાની છેલ્લી આમદ વખતે દેખાડી આપ્યું હતું. અને તે સર્વોતમ ગુરૂનું શિક્ષણ હમણાના વખતમાં પણ તેમનાં ભાષાણો કરતાં જે જાતની જીંદગી તેવણ ગુજારશે, પોતે જે જાતનો સંબંધ બીજાંઓ સાથ ધરાવશે તે ઉપરથી માલમ પડશે. પણ વળી તે ઉપદેશનું મીનોઇ તત્વ ઓળખવાને તે સાહેબ જે હાલની કેટલીક મહાન મીનોઇ સચ્ચાઇઓ કે જે માટે આપણને બોધ મળ્યો હોય, તે સચ્ચાઇઓ કાંઇ નવી રોશનીમાં, નવા લેબાસમાં આપણી આગળ રજુ કરે, તો તે ઓળખવાને માટે આપણે પહેલાં આપણાં મન અને લાગણીની શકિતઓને ખીલવવા કરતાં આત્મીક શકિતઓને આપણામાં ખીલવવી જોઇએ અને આપણામાં મીનોઇ જીંદગીને જાગૃત કરવી જોઇએ, કે જે સૌથી ઉંચાં અને સૌથી મીનોઇ સ્વરૂપને પોતાના સંબંધી તરીકે ઓળખી શકે.

આ પ્રમાણે તે ગુરૂ તેમના જીવન અને તેમના ઉપદેશોથી, ક્રાઇસ્ટ માફકના ગુણોની સંપુણતાથી, અને તેમના મીનોઇ આકારના દમામથી ઓળખાશે. ઘણા માણસો જે શાંતી તેમની હાજરીથી તેઓને મળશે તે ઉપરથી તે સાહેબને ઓળખશે, જ્યારે બીજાઓ પોતાની બાતેનની શકિતથી તેમને ઓળખશે, કે જે વર્ણવવાને શબ્દોજ નથી.

જેઓનાં કાનો દુન્યામાં ચાલતી આ ધમાલ તરફ બેહર મારી ગયલ છે, કે જેથી તેઓ નજદીક આવતા તે દિવસના પેગામને સાંભળી શકત

નથી, તે ટોળાંમાં આપણે જઈશું નહિ; જ્યારે ક્રાઈસ્ટ સાહેબ પેલેસ્ટાઇનમાં આવ્યા, ત્યારે ઘણાઓ બામદાદની તે રોશની તરફ આંધળા થયા હતા, તેમ આપણે થઈશું નહીં. સર ઓલીવર લૉજ જણાવે છે તેમઃ "તેમની પધરામણી માણસ જાત માટે સુખબરી હતી, પણ તેમને મળેલો આવકાર ઇન્સાન જાતને શરમાવનારો હતો."

**સવાલ**— પણ આગળ જ્યારે સર્વોત્તમ ગુરૂ **શ્રી** કૃષ્ણ તરીકે અને ત્યારપછી **ક્રાઈસ્ટ** તરીકે આપણી દુન્યામાં આવ્યા હતા, ત્યારે ઘણા લોકો તેમની સામે થયા હતા, તેમ આ વાર પણ થશે કે? અને શા કારણસર સામા થશે? તેમજ તેવી વિરૂધ્ધતા સામે આપણે કેમ ટકી શકીશું?

**જવાબ**— આગલા જમાનામાં મહાન ધર્મગુરૂઓ સામે હંમેશાં વિરૂધ્ધતા દેખાડવામાં આવી હતી. માણસોએ શ્રી કૃષ્ણ અને બુધ્ધ સાહેબને મારી નાખવાને કાવત્રાં રચ્યાં હતાં, પણ તે કાવત્રામાં તેઓ ફાવ્યા હતા નહિ. પણ ક્રાઇસ્ટ સાહેબને લોકોએ પેલેસ્ટાઇનિ ખાતે મારી નાંખ્યા હતા. શીશુપાલ, દુર્યોધન અને જરાસીંઘ જેવા માણસોએ શ્રી કૃષ્ણની હસી કીધી હતી. અને એક સાધારણ માણસ તરીકે તેમને ગણ્યા હતા, પણ દાનાવોએ તેમનું ખરૂં સ્વરૂપ પીછાણી લીધું હતું અને તે જાહેર કીધું હતું.

શ્રી કૃષ્ણના પોતાના કેટલાંક સગાંઓએ સમનતક મણી નામનું એક કીંમતી જવાહીર તેવણે ચોર્યું હતું એવો શક દેખાડયો હતો. દેવદત્તે બુધ્ધ સાહેબ તરફ જે વિરૂધ્ધતા દેખાડી હતી, તેમજ મહોબતના સાહેબ ક્રાઇસ્ટની છેલ્લી પધરામણી વખતે યાહુદી લોકોએ તેમની તરફ જે સખ્તાઈ અને સંગદીલ ઘાતકીપણું દેખાડયું હતું, તે સઘળું આપણને યાદ છે. તેમની અદભુત શકિત છતાં, જેઓ તેમને ધીકકારતા હતા, તેઓને તે શકિતનું ભાન થયું ન હતું.

આ મુકાબલાની રૂએ તપાસતાં આપણે માની લઈશું કે એવાબી કેટલાક જીવો હશે કે જેઓ તે **સાહેબની** હસી કરશે, કારણકે જેઓ અંધકારમાં જીવે છે તેઓ રોશનીનું તેજ જોઈ શકતા નથી. આપણે વળી જાણ્યે છીએ કે એક ખ્યાલ કે શિક્ષણ ગમે એવું ઉમદા હોય તે છતાં જે માણસને માટે તે ધારવામાં આવ્યું હોય, તેની ઉપર જો તે અસર નહિ કરી શકે તો તે કાર્ય નિષ્ફળ જશે એટલુંજ નહિ, પણ તે માણસના દીલમાં અણગમો ઉત્પંન કરીને તેની વિરૂદ્ધતા ઉશ્કેરશે. આ એક ખરી હકીકત છે કે કોઈપણ જાતની મહાન ખુબી સાથે સમાગમમાં આવતાં

તેથી ખેંચાણુ અને અણગમાની બેવડી અસર થાય છે. તે ખુબીનો કાંઈક હીસ્સો ધરાવનાર તેને મળતી ખાસ્યતનાં માણસો તે તરફ ખેંચાય છે, પણ જેઓમાં તેવી ખુબીનો સહેજ પણ અંશ હોતો નથી, તેઓ તેની તરફ અણગમો દેખાડે છે. આપણે વારંવાર એવો ખ્યાલ કર્યે છીએ કે આપણી વચ્ચે જગદ્‌ગુરૂની હાજરીથી માણસ જાતના સ્વભાવમાં જે કાંઈ ઘણું સુંદર છે તે પ્રગટ થઈ નીકળશે. પણ ખરેખર તેમ નથી. સૂર્ય ને તડકું, ફુલો તેમજ જંગલી રોપાઓને ઉછરવાને ઉત્તેજન આપે છે, અને એક મહાન મીનોઈ હસ્તીની હાજરીથી ઉત્પંન થતી ધ્વનીઓથી આપણી ખુબીઓ તેમજ ખામીઓ અને નબળાઈઓ પણ પ્રગટ થશે.

વળી દુન્યામાં હંમેશ એવાબી કેટલાકો હોય છે કે જેઓ એમજ માને છે કે તેઓ સઘળું જાણે છે અને તેવા ખ્યાલથી તેઓ હંમેશાં બહુ તકરારી રહે છે, તેથી તેઓના માની લીધેલા ખ્યાલોને ફરજીયાત ફેરવવા પડે એવી કોઈ હકીકતો તેઓની સામે રજુ થાય છે, ત્યારે તેઓ તેને ખોટી અથવા તુચ્છ સમજીને રદ કરે છે. આટલા માટે જ્યારે તે મહાન ગુરૂ પ્રગટ થશે અને તેઓની માની લીધેલી ફીલસુફીને રદ કરવાને એક પછી એક પુરાવા રજુ કરશે, ત્યારે લોકો તે માનશે નહિ, અને તેમની સામે ટીકા કરશે. આવા માણસો રીવાજોને વળગી રહે છે, અને જ્યારે જીંદગીને વધારે બહોળો રસ્તો લેવાની જરૂર હોય છે, ત્યારે તેઓ તેમ કરતા નથી, અને તે મહાન ગુરૂના નવા શિક્ષણની વિરૂધ્ધ થાય છે. આ પ્રમાણે જો કે ઘણા જીવો તેઓને ચહાશે અને માન આપશે, છતાં બીજાઓ એવાબી હશે કે જેઓ તેમને અપમાન કરશે, અને કામથી નહિ તો વિચાર અને સખુનથી નુકશાન કરશે.

આટલા માટે આપણે માની લેવાનું છે કે જગદ્‌ગુરૂ તરફ સાધારણ માણસોની કુદરતી વળણ અવિશ્વાશની રહેશે. તેઓ નવા પેગામ તરફ શક અને અવિશ્વાશની નજરથી જોશે, અને સવાલ કરશે કે " તમો કેવી રીતે જાણો છો ? " અલબત તેઓને સાવધ અને બારીક તપાસ કરનાર થવાનો દરેક હક છે, પણ તેમ તેઓએ ધીરજ અને ઈન્સાફથી વર્તવું જોઈએ, અને આ બનવા જોગ છે, અને આ બનવા જોગ નથી, એવા માની લીધેલા ખ્યાલોથી કે કોઈ ફત્વાથી દોરવાઈ જવું ન જોઈએ. અને જોકે આપણે પોતાને માટે કાંઈ ઓચીંતી અંતરપ્રેરણા થવાથી કાંઇ માની લેવું પુરતું છે, તોપણ આપણે તે પ્રેરણાને વિવેકબુધ્ધીથી સિધ્ધ કરવી

જોઇએ, અને આપણી માન્યતાને ઘણાજ તકરારી માણસ આગળ સંપુર્ણ રીતે સમજ પડે તેવી કરવી જોઇએ. હાલના જમાનામાં એક નવા પયગં-બરના પ્રગટ થવાની હકીકતનો સ્વીકાર થાય તે માટે આપણે આગળ પુરતાં કારણો બતાવેલાં છે. પણ તેમાં જો કાંઇ ભુલ કરતા હોઇએ તો આ યકીનની સામે થવાની જરૂર નથી, કારણ કે એ યકીન બીન નુકસાનકારક છે એટલુંજ નહિ પણ સામટી રીતે દુન્યાને અને આપણને ખચીત્તજ ફાયદો કરનારૂં છે.

કેટલાકો જગદ્‌ગુરૂના પેગામ તરફ દુશ્મનાઈ ભર્યા ટીકા ને નુકતેચીની કરશે, પણ આપણે તેવાઓ તરફ સહનશીળતા રાખવી જોઈએ. અને સઘળી વિરૂધ્ધતા, પછી તે ગમે તેવી અવિવેકી હોય તોપણ, તે તરફ ખુશ મીજાઝથી નાંખતી કરવી જોઈએ. આપણે જાણવું જોઈએ કે અવિશ્વાશની પણ કીંમત છે, કારણ કે શેકસપીઅર કહે છે તેમ: "વિરૂધ્ધતા કોઈ પણ મતને મજબુતી આપે છે."

એવી વીરૂદ્ધ ટીકાઓની સામે થતાં ડાહપણનાં તે સરદારના સખુનો આપણે ધ્યાનમાં રાખવા જોઇએ કે: "યાદ રાખજે કે જો કે એક હઝાર આદમી એક બાબદ ઉપર એકમત થાય, પણ જો તેઓ તે બાબદ માટે કાંઇ પણ સમજી શકે નહિ, તો તેઓનું તે મત કાંઇબી કીંમતનું નથી." એક હઝાર આંધળા આદમીઓ સૂર્યની હસ્તી માટે શક દેખાડે, તો તેઓનો તે શક ફકત એકજ દેખતા આદમી માટે નકામો છે. જ્યારે તે નામવર પધારશે, ત્યારે આગલા જમાનાનીજ માફક હમણા પણ તેમની હસી કરવામાં આવશે, પણ હસી કરવાથી કાંઈ ખરી હકીકત છુપી રહેતી નથી. પણ દરેક મુશ્કેલીની સામે આપણે હિંમત રાખવી જોઇએ, અને દરેક નડતલને બહાદુરી અને મજબુતીથી જીતવી જોઇએ, કે જેથી તેમના પવિત્ર કદમ જે માર્ગ પસાર કરે તેમાંથી એકાદ મુશ્કલી કે નડતલ દુર થાય. મહોબતના તે સાહેબ જ્યારે પણ આ દુન્યામાં પધારે ત્યારે તે સાહેબની હસી થાય તે કરતાં ભલે આપણા જેવા તેમના દાસોની વિરૂધ્ધીઓ તરફથી હસી થાય તો તે વધુ યોગ્ય થઈ પડે. જ્યારે સાહેબોના તે સાહેબ દુન્યાના લોકોના આવા અવિશ્વાશની સામે આવી ઉભા રહે તે અગાઉ આપણે એવી કેટલીક વિરૂદ્ધતાને આપણી ઉપર અગાઉથી લઈ લઇને નરમ કરી નાંખવી જોઇએ, તેમજ અવિશ્વાશના બાણોને આપણી છાતી ઉપર તોડી નાંખીને બુઠ્ઠાં બનાવી દેવાં જોઇએ.

આપણી હિંમત અને મર્દાનગી ભર્યા ગુણોનાં ઉપયોગની મોટી જરૂર રહેશે, અને દુન્યાનાં લોકોનાં મત તરફ તદનજ બેપરવાહી દેખાડવી જોઇએ,

જ્યારેબી આપણે બહાર વિરૂદ્ધતા જોઇએ, અથવા આપણી ઉપર હુમલા કરવામાં આવે ત્યારે હમેશાં આપણે ક્રાઇસ્ટ સાહેબના પુરાના સખુનો યાદ કરવા જોઈએ કે: "તારાં અંતકરણને જંજાળભર્યું ના થવા દે, તેમજ તેને ફીકરમંદ ધાસ્તીમાં ના લાવી મુક." તેટલા માટે જ્યારે હજી બી વખત છે તેટલાં આપણે આપણને પોતાને મજબુત બનાવવાં જોઇએ, કે જેથી જ્યારે કસોટીનો વખત આવે ત્યારે આપણે તે સામે ટકી શકયે.

**સવાલ**—દુન્યાને ઉપદેશ આપવાની તે નામવરની છેલ્લી કોશીશનું પરીણામ-તેમનો ધર્મ પાળનારાઓ-તેમને કબુલ રાખશે?

**જવાબ**—જેવી રીતે યાહુદી ધર્મ કે જે મેસાયાને પોતાના પયગંબર ગણવાનો એકલો દાવો કરતો હતો, તેની બે હઝાર વર્ષ ઉપર કસોટી થઈ ગઈ, તેવીજ રીતે ખ્રીસ્તી ધર્મ કે જે ક્રાઇસ્ટને તેના પોતાનાં પયગંબર ગણવાનો ખાસ દાવો કરે છે તેની પણ તે નામવર જ્યારે આવશે ત્યારે કસોટી થશે.

આજે ખ્રીસ્તી ધર્મ ત્રણસો ઉપર પંથોમાં વહેંચાઈ ગયલો છે, તો પણ દરેક પંથમાંના થોડા માણસો અંતર પ્રેરણાથી કદાચ તે સાહેબને ઓળખી શકશે, જો કે તેવણનું શિક્ષણ નવા અને ઘણા બહોળાં રૂપમાં રજુ થનાર હોવાથી ઘણાકો કદાચ તેમનો સ્વિકાર કરે નહિ. આપણે જાણયે છીએ કે એ પંથોમાંનાં ઘણાક ક્રાઇસ્ટના અસલ શિક્ષણમાંના પોતે ઉપજાવેલાં કેટલાંક સાંકડાં સિધ્ધાંતોને વળગી રહે છે, અને ઘણાંકોએ ક્રાઇસ્ટને નામે ચાલતાં આવેલાં ચોકકસ સિધ્ધાંતોના રૂપને ફેરવી નાંખીને અસલ શિક્ષણને સદંતર છોડી દઇને પોતાના જુદાજ પંથો ઉભા કીધા છે. આપણે આગળ જોઈ ગયા કે ખ્રીસ્તી બાઇબિલ એલેકઝાન્ડ્રીઆ ખાતેના મઠમાંના ચાર ચેલાઓએ લખ્યુ હતું, અને ઉંચી જાતની તુકચેતીનીથી ઉપજતાં સામાન્ય અનુમાનો આ હકીકતને ટેકો આપે છે. ખાસ કરીને બાઇબલ સંબંધી વિષયો ઉપર લખનાર એક વિદ્વાન લેખકે "પૉલ નહિ પણ જીસસ," એ નામની ચોપડીમાં પણ એજ હકીકત રજુ કીધી છે. ખ્રીસ્તી ધર્મનું હાલનું આત્મજ્ઞાન કે જે જુદા જુદા પંથો વચ્ચે તકરારનું મૂળ છે, તે મોટે ભાગે સેંટ પૉલને આભારી છે. જ્યારે ક્રાઇસ્ટ સાહેબનાં પોતાનાં શિક્ષણ અને બોધ જે બાઇબિલમાં રજુ કરવામાં આવ્યાં છે તે ખુલાં અને સાદાં છે. દાખલા તરીકે છેવટના ઇન્સાફ વિષેના હેવાલમાં તે નામવર એમ નથી પુછતા કે "તમે મને માનો છો?" અથવા "તમે દેવળમાં નિયમસર હાજરી આપી હતી,?" પણ તેઓ સવાલ કરે છે કે "તમે ભુખ્યાંઓને જમાડયાં હતાં? તમે નગ્નોને વસ્ત્ર આપ્યાં હતાં?" આ ઉપરથી જણાય છે કે ખ્રીસ્તી ધર્મનાં વડાનાં મત પ્રમાણે તમારી માન્યતા શું છે તે જેટલુ જરૂરનું નથી, તેટલું તમે ઇન્સાન તરીકે માણસાઈ જીંદગી ગુજારો તે ખાસ જરૂરનું છે.

હવે જુદા જુદા પંથનાં ખ્રીસ્તી ટોળાઓ જો કે ખરેખરી અગત્યની દરેક બાબદ પર એકમળતા છે, છતાં વહેવારૂ રીતે બીનજરૂરી ઝીણી બાબદો ઉપર તેઓ વચ્ચે મતફેર છે. ખરેખર રીતે સૌ તે મતફેર ઘણી નજીવી બાબદો ઉપર છે, અને તે માટે કોઈ પણ ટોળા પાસ કશી આધાર રાખવા લાયક હકીકત નથી, અને તે બાબદો કોઈ પણ માણસને કશા ઉપયોગની નથી, તેથી તેવા મતફેરની કશી જરૂર જણાતી નથી.

આવી રીતે જુદા જુદા પંથવાલાઓ માત્ર ચોક્સ ફત્વાઓ અને જાહેર રૂપોને વળગી રહી તેઓના અલગપણાં, તોર અને ઝનુનને લીધે ક્રાઇસ્ટના શિક્ષણના મૂળ નિયમોથી તદન વેગળા જઇને નજીવી બાબદો ઉપર તકરાર કરે છે, અને એવા માણસો જયારે તે નામવર પધારશે ત્યારે ઘણુંકરીને તેમને ઓળખી શકશે નહિ. ક્રાઇસ્ટનાં નામથી જુઠો દાવો કરનારાઓ વિષેની કેટલીક આગાહીઓ ધ્યાનમાં રાખીને કેટલાકો તે નામવરને "ઠગારા" ગણવાનું બહાનું ઉભું કરશે. ઘણાકો જેઓને અંતરપ્રેરણા નહિ હોય તેઓ સાવચેત રહીને જયાંસુધી તે નામવરનો પયગંબરી દાવો કબુલ રખાય ત્યાંસુધી તેમનો સ્વિકાર કરવામાં પાછળ પડશે. અને મોટી સંખ્યા તેમનો સ્વિકાર કરવાને બહાર પડશે.

દરેક પ્રજા તે નામવરને પોતાનીજ પ્રજામાંના એક હોવાની વકી રાખે, પણ તે પાર નહિ પડવાથી તેઓ તેમનો અસ્વિકાર કરે એ કુદરતી છે.

વળી પૂર્વનો મુલક જે આત્મીક બાબદોનું વતન અને દુન્યાના સઘળા મહાન નરોની જન્મભુમીનું વતન છે, ત્યાંથી જો તે નામવર દેખાવ દે તો પશ્ચિમનાં મગરૂર લોકો તેમને એક પરદેશી તરીકે ધીક્કારે અને કેટલાંક બ્રિટીશ સંસ્થાનોમાં તેમને દાખલ પણ ન થવા દે.

**સવાલ**—નજદીકનાં ભવિષ્યમાંની તે નામવરની પધરામણી માટે થોડાઓજ માને છે, પણ જેઓ તે નવી આગમનના સંદેશા તરફ શકમંદ છે. તેઓનું કેમ?

**જવાબ**—એક મહાત્માએ કહ્યું છે કેઃ આંધળા વિશ્વાશની હદ ઉપરથી જડવાદી નાસ્તીકપણાંની હદ સુધી મામલો ફેરવાયો છે." તોપણ નાસ્તીકપણું સચાઇને ફેરવી શકતું નથી, તેમજ જેઓ અજ્ઞાન છે તેઓના છટાદાર ભાષણોથી જેઓ જ્ઞાની છે તેઓનું જ્ઞાન તુટી શકતું નથી. જેમ મીસીસ બીઝંટ ટુંકમાં કહે છે તેમ "અજ્ઞાનપણું કદીબી જ્ઞાનની ખાતર

જમા કરી શકશે નહિ." તેમજ વળી "શ્રદ્ધા જબરીથી શીખવી શકાતી નથી, તેમજ ખરી શ્રદ્ધાનો કદી નાશ થશે નહિ." એમ હોવાથી માન્યતા ગમે તેટલી સાચી હોય તોપણ તે કબુલ રાખવા માટે એક માણુસ ઉપર જબરીથી ઠસાવી શકાતી નથી અને આપણે "નાખુશ કાનો ઉપર સચાઇને જબરીથી ઠસાવીને તેની મહત્તા ઓછી કરવી નહિ જોઇએ." જો એક પેગામ સાચો હોય તો બેયકીન કે જબરીથી તેની કિંમત ઘટવાની નથી.

"પણ હું તમને કહું છું કે આ માણસોથી દુર રહેજો અને તેઓને એકલાં રહેવા દેજો, કારણ કે જો આ બોધ યા કામ માણસોનું હશે તો તે પોતાની મેળે જમીનદોસ્ત થશે, પણ જો તે ખોદાનું હશે તો તમો તેને ઉલટાવી શકશો નહિ. કારણ કે જો તમો સામે થાઓ તો તમો ખોદાની સામે સરકશી કરતા જણાઓ." ઍકટસ, ૫, ૩૮-૩૯.

તે ગુરૂ પોતાના ઉપદેશોથીજ ઓળખાઈ આવશે, તેટલા વખતમાં જેઓ તેમની પધરામણી માટે યકીન ધરાવતાં નથી, તેઓ માટે એકજ ડહાપણભર્યો રસ્તો આ છે કે તેઓએ શાંતીથી થોભવું અને જે બને તે જોયા કરવું. તે સાહેબ આ દુન્યામાં પધાર્યા પછી જે સઘળા ગુંચવણભર્યાં સવાલો ચરચાવે, તે તેઓએ તપાસવા જોઇએ, અને તેઓએ પોતાની અટકળો, અનુમાનો અને ચુકાદામાં ઉતાવળા બનવું નહિ જોઇએ. રોશની જયાંથી બી મળે ત્યાંથી તેઓએ ગ્રહણ કરવી જોઇએ અને જેમ એક મરણ પામતા કવીએ "વધારે રોશની" મેળવવાની તલબ કીધી હતી તેમ વર્તવું જોઇએ, અને બાઈબલમાંના આ શબ્દો યાદ રાખવા જોઇએ કેઃ

"જે માણસ એક બાબદ સાંભળવા અગાઉ જવાબ દે છે, તેને મુર્ખાઇ અને શરમીંદગી પહોંચે છે."—પ્રોવર્બસ, ૧૮, ૧૩.

આ એક અચુક હકીકત છે કે હંમેશાં સૌથી મોટી સંખ્યા એકથીજ શરૂ થાય છે. દરેક ફેરફારમાં નાની સંખ્યાથી આગેવાની થાય છે. કુદરત હંમેશાં નાની સંખ્યાથીજ દોરવે છે. તે હંમેશાં નવા રસ્તા ઉપર પોતાના આગેવાનોને એક કે થોડાની સંખ્યામાં પસંદ કરે છે, અને પાછળથી તે સંખ્યા ઘણુંકરીને વધે છે. તેથી સઘળી મહાન હિલચાલો એકથીજ શરૂ થવા માંડે છે, ત્યારપછી તે એકની આસપાસ એક ટોળું એકઠું થવા માંડી તે હિલચાલ આગળ વધે છે, અને લોકોની મોટી સંખ્યા તેઓનો સ્વિકાર કરે છે ત્યાંસુધી તે આગળ વધ્યાજ કરે છે. કારણ કે સંખ્યા નહિ પણ ગુણ-દોષો પ્રગટીકરણમાં ખરેખર ઘણો અગત્યનો ભાગ ભજવે છે. શરીરનું કદ નહિ પણ મગજના ગુણો આ ખાકી દુન્યામાં સરદારી પામે છે.

જ્યારેબી તર્કથી નહિ પણ અનુભવથી જ્ઞાનનો જથો વધવા માંડે છે, અથવા મીનોઈ શકિતઓની મારફતે માણસ જાતને જ્યારે પ્રકાશ મળે છે ત્યારે પહેલાં તેનો લાભ દાનાવો નહિ પણ સાદી સમજશકિત ધરાવનાર.ઓજ લે છે. સાદી સમજશકિત ધરાવનારાઓ કદાચ ભુલ કરે, તેવીજ રીતે બીજા હાથ ઉપર કેળવાયલા માણસોની ચશ્મો તેઓ જે જ્ઞાન ધરાવતા હોય, તેથી જુદાં પડતાં જ્ઞાન તરફ કદાચ બંધ રહે. કારણ કોઈ પણ કામની નવી રચના ભાંગી તુટી હોય એ કુદરતી છે, અને ધીમે ધીમે એકઠી થતી હકીકતો તરફથી વિદ્વાન માણસો નવી હીલચાલ તરફ ખેંચાય તે અગાઉ કેટલો વખત વહી જાય છે, જો કે તે દરમ્યાન સાદી સમજનાં માણસો જેઓ ખરેખર અંતરપ્રેરણાથી કામ કરે છે, તેઓ સીધો અનુભવ મેળવીને આગળ વધ્યા જાય છે. આટલા માટે તે નામવરનાં આવવા વિષેનું યકીન કોઈ પણ માણસ પર જબરીથી ઠસાવવું આપણે માટે વાજબી નથી.

**સવાલ**—તે નામવરની પધરામણી માટેનું યકીન એક તક તેમજ જવાબદારી કેમ થઈ પડે?

**જવાબ**—આ એક એવી તક છે કે એક શખ્સ જે તે સાહેબની પધરામણી માટે યકીન ધરાવતો હોય, તે **તેમના** નામથી પોતાના ભાઇ-બંધોને મદદ કરીને તે સાહેબની ખાસ્યત વધુ ને વધુ મેળવતો થાય. તેમની પધરામણી માટે દુન્યાને તૈયાર કરવાની એક તક અપાઈ છે, અને એક શખ્સ જો તે તક જતી મુકે તો નિયમ પ્રમાણે બીજાઓ અંદર દાખલ થઈને તે કામ ઉપાડી લે. વળી જ્યારે તેવણ આ દુન્યામાં આપણા વચ્ચે હતા, ત્યારે પણ ફકત થોડાઓએજ ખુદ **તેમની** સાથે વાત કરવાની અમુલ્ય તક હાથ ધરી હતી. વારંવાર લોકો આ પ્રમાણે બોલે છે કે "જયારે તે નામવર આ દુન્યામાં પધાર્યા હતા ત્યારે જો મેં તેમને ઉપદેશ આપતાં સાંભળ્યા હતે, તો મારી જીંદગી મેં તેમને અર્પણ કીધી હતે, અને કેટલો સુખી થયો હતે!" આવી તક આપણને ટુંક મુદતમાંજ મળશે, અને તેનો ત્યારે લાભ લેવો કિંમતી થઈ પડશે. આવી જાતની કિંમતી તક ભાગ્યેજ બે ત્રણ હઝાર વર્ષે એકવાર મળે છે, અને હમણા ઉપાડેલી આ તક ભવિષ્યમાં તે નામવરનાં નામથી સેવા કરવા માટે એક મોટી તક આપશે. ઘણા જીવો જેઓને આ તક આપવાની માંગણી થઈ છે, તેઓ તે બાજુએ ફેંકી દેશે; અને તેટલા માટેજ જેઓ તેમની આમદ માટે યકીન ધરાવે છે તેઓએ પુર જુસ્સાથી કામ કરવાનું છે કે જેથી નહિ માનનારાઓની ખોટનો બદલો તેઓ વાળી શકે.

ઉપયોગીપણાનાં બની શકે એટલા રસ્તાઓ માટે શોધ કરવી એ એક જવાબદારીજ છે, કારણ કે જે શખ્સો તે સાહેબની નજદીકની આમદ માટે યકીન ધરાવે છે તેઓની ફરજ છે કે **તેમને** માટે કામ કરીને દુન્યાને તૈયાર કરવી, તેમની પધરામણી માટેનો પેગામ આસપાસ પાથરતાં રહીને તેમના નામમાં સર્વ ઉપયોગી કાર્યો બજાવતાં રહેવું. અને એક પણ દિવસ **તેમને** ખાતર આવા કામો કરવામાં જો બેદરકાર બન્યે તો ખરેખર તે બેદરકારી તેમની હાજરીને સહેજ ઓછી બનાવે. જેઓને **જગદ્‌ગુરૂની** પધરામણી માટે પુરેપુરી ખાત્રી છે તેઓએ પોતાની તે ખાત્રીના મહત્વને વળગીનેજ બેસી રહેવું જોઇએ નહિ, કારણ કે ખાત્રી કે યકીનથીજ આ દુન્યામાં કાંઈ કામ સિધ્ધ થતું નથી; પણ મજબુત યકીનથી ભરપા થયલું કાર્યજ માત્ર ખરેખર મદદકર્તા થઇ પડે.

તે ઉપરાંત જેઓને તે નામવરની પધરામણી માટે યકીન હોય અને જેઓએ તેમને મદદ કરવાને કબુલાત આપી છે, તેઓ જયારે તેવણ આ ખાકી દુન્યામાં પધારે ત્યારે ખરાં દીલથી પોતાથી બની શકશે તેટલા પ્રમાણમાં **તેમને** મદદ કરશે, અને તેટલા માટે જે કાર્ય તે સાહેબ કરાવવા માંગે તે કરવાને આપણા ગુણોને ખીલવવાની જરૂર છે. વળી તમામ માણસ જાતનાં **રક્ષણકર્તા** અને **જગદ્‌ગુરૂ** તરીકે તેઓ ખરાં દીલથી દુન્યાનાં ભલામાં રહે છે. તેવણ કોઈ પણ એક વર્ગ કે ગ્નાતી કે ધર્મ કે [illegible]નાંજ ભલાં માટે હોતા નથી, પણ સઘળા સાથ એકસાન હોય છે, અને તમામ માણસ જાતનું ભલું ચાહે છે. તેજ પ્રમાણે તેમની પૂઠે ચાલનારાઓએ તેમજ પ્રતીનીધીઓએ એકજ દેશ કે ધર્મના ધોરણથી નહિ, પણ તમામ દુન્યાને માટે કામ કરવાને તૈયાર રહેવું જોઇએ, અને પહેલાં આખી દુન્યાનો વિચાર રાખીને તે મધ્યબીંદુથી પોતાના દેશ કે ધર્મને જોવો જોઇએ. તે ઉપરાંત જો તેઓ તે સાહેબને **જગદ્‌ગુરૂ** તરીકે માને તો **તેમનો** તમામ સ્વિકાર કરવાની તેઓની ફરજ છે. અને જેવી રીતે દુન્યા પોતાના ગુરૂઓને તેઓની લાયકાત પુરવાર કરવા માટે જે જાતની માંગણી કરે છે તેમ નહિ કરતાં, એક સાચા **શિષ્ય** તરીકેનું વર્તન રાખવું, અને પોતાના તે **ગુરૂને** સમજવાને તદનજ ખુલ્લા મનના થવું અને ખુશીથી પોતાની સઘળી આગલી રૂઢીઓને છોડી દઇને એક ખરા ચેલા બનવું.

**"જો તમોએ તેમને હજી જોયા ન હોય, તો તમારે તેમને ઓળખાને વિશ્વાસ રાખવો જોઈએ. કારણ કે જો તમો તેમ નહિ કરશો તો તેવણ તમને**

મદદ કરશે નહિ. જ્યાંસુધી પુરેપુરો વિશ્વાશ હોય નહિ, ત્યાંસુધી મહોબત અને શકિતનો પુરેપુરો પ્રવાહ મેળવી શકાય નહિ.”

આ દેખાડે છે કે **જગદ્ગુરૂમાં** તેમજ જેઓ કાંઈ પેગામ તેવણુ જાહેર કરે તેમાં સંપૂર્ણ વિશ્વાશ રાખવો, અને આગલી રૂઢીઓ, ધર્મો, વિદ્યાઓ, ખ્યાલો અને રીવાજોનો સારી સમજશકિતથી ત્યાગ કરવો જોઇએ. અલબત્તાં દુન્યાને તેમનો પયગંબરી દાવો કબુલ રાખવા પહેલાં પુછવાનો હક છે, પણ જેઓ તેમની પધરામણી માટે માને છે, તેઓએ પોતાને તૈયાર કરવાની પવિત્ર ફરજ આ છે કે: પહેલું, તે નામવરના ચેલા બનવું, અને બીજું, તેમના પ્રતીનીધી અને સેવા ઉઠાવનાર થવું. અને તે નામવરને જે જોઇએ છે તે પુરેપુરી તેમની સેવા અને સંપૂર્ણ વિશ્વાશ, નહિ કે સંપૂર્ણ લાયકાત. અને તેથી જેઓ તેમની નજદીક આવતી પધરામણી માટે માને છે, તેઓની ફરજ છે કે તેઓએ પોતે સ્વિકારેલા વિચારો ઉપરજ રહેવું જોઇએ.

**સવાલ**—પણ ધર્મ સંપૂર્ણ રીતે અને છેવટનો સમજાવવામાં આવ્યો છે અને તેમાં કાંઈ પણ નવા વધારાની જરૂર નથી, કારણ કે તે છેવટને માટે પવિત્ર પુરૂષોને સ્વાધીન કરવામાં આવેલો હોય છે, અને ગમે તેવો મોટો માણસ તેમાં ફેરફાર કે વધારો કરી શકતો નથી, ત્યારે આપણને બીજા ગુરૂની જરૂર શી છે? જયારે જુનાં શિક્ષણને સંપૂર્ણ રીતે સમજીને તે પર અમલ કરી શકતા નથી, ત્યારે નવાં શિક્ષણની જરૂર શું છે?

**જવાબ**—એકવાર ભલે પવિત્ર પુરૂષોને ધર્મ આપવામાં આવ્યો હોય, પણ તે તેઓથી કે કોઈબી બીજાથી તમામ પુરેપુરો સમજી શકાયો હોય એવું આપણને માલમ નથી. સચાઈ જો કે સો જુદી જુદી રીતે સમજાવવામાં આવે તોપણ તે સંપૂર્ણ રીતે જાહેર થઇ શકતી નથી, અને તેથી ઘણી જાતની સચાઇના જુદાં જુદાં સ્વરૂપો સમજાવવા માટે આપણને ઘણા ગુરૂઓની જરૂર છે. જમાનાઓનાં ચકરાવાઓમાં થતાં માણસ જાતનાં પ્રગટીકરણથી આપણી મનશકિત મજબુત થતી જાય છે, અને આપણી મહોબત વધુ બહોળી અને ઉંડી થતી જાય છે, કે જેથી હવે આપણે આપણા પૂર્વજોનાં કરતાં તે મહાન સચાઇને વધુ સારી રીતે સમજતાં શીખ્યાં છીએ, આ પ્રમાણે જો કે સચાઈ કાયમ ખરેખરનો એકજ હોય છે, છતાં તે ફરી ફરીથી જાહેર કરવાથી ફાયદાભરી થઈ પડે છે. વળી

હંમેશગીની સચાઇને રજુ કરવાનું આપણું કામ ગમે તેટલું સુંદર કે સંતોષકારક હોય છતાંબી તે ચોકકસ હદમાં અટકે છે. તે સચાઈ મહાત્માઓ અને ડાહપણના સરદારોથી ભરાયલું એક પવીત્ર વાસણ છે, અને તે અખુટ ખજાનામાંથી ચોકકસ હદ ઉપરાંત વધુ ભરાઈ શકાતું નથી. આટલાજ માટે ક્રાઇસ્ટ સાહેબે કહ્યું છે કે:

"માણસો જુની બાટલીઓમાં નવો દારૂ ભરતા નથી કે રખેને બાટલી ભાંગી જાય, અને દારૂ ઢોળાઈ જાય અને બાટલીઓનો પણ નાશ થાય. પણ તેઓ નવો દારૂ નવી બાટલીઓમાં ભરે છે કે જેથી બંન્ને જળવાય છે."
—મેથ્યુ, ૯-૧૩.

વળી વખતો વખત એક નવાં સ્વરૂપને રજુ કરવાની અત્યંત જરૂર છે. બે હઝાર વર્ષ અગાઉ લોકોની જરૂરયાતને જે અનુકુળ થઇ પડતું હતું તે આજે આપણુને ખોદાઈ કુદરતનાં આવાં બહોળા જ્ઞાન સાથે તદનજ બંધબેસ્તું થઈ નહિ પડે એ દેખીતું છે. સાયન્સની રૂએ અપાતું શિક્ષણ ખરેખરી હકીકત રજુ કરતું હોવાથી સાયન્સને ધર્મના મદદગાર તરીકે ગણવું જોઇએ. અને ઘણીક સદીઓ થયાં તેમની વચ્ચે જે વિરૂદ્ધતા છે તે રહેવી જોઇએ નહિ. જે ધર્મ સાયન્સનાં શિક્ષણની સાથે મળતો આવે નહિ તે વિચારવંત માણસોનાં મનમાં ઘણે દરજ્જે ઉતરતો ગણાય છે. ખરો ધર્મ સાયન્સ સાથે મળતો નહિ આવે એમ બનેજ નહિ, તે ખુદ મીનોઇ દુન્યાને લગતું સાયન્સજ છે. પણ ખરા ધર્મ અને હાલના સાયન્સ વચે જે મૂળ તફાવત છે, તે એ કે, ધર્મ તમામ જીંદગી, તમામ હોશને લગતો અભ્યાસ સુચવે છે, જ્યારે સાયન્સ રૂપ અથવા હોશને લગતાં સાધનને લગતો અભ્યાસ સુચવે છે. તે માત્ર આ અને બીજી દુન્યાઓને લગતા ખાકી ચમત્કારો જે ખાકી મગજ અને ઇંદ્રિઓની મારફતે જાણી શકાય તેજ શીખવે છે. હાલનું સાયન્સ માત્ર ઇંદ્રિઓને લગતા ચમત્કાર વિષેનું પધ્ધતીસર ગોઠવેલું જ્ઞાન છે. અને તેમાં ઘણા અનુમાનો ભુલભરેલાં છે, કારણ કે તે ઇંદ્રિઓની પેલી મેર જ્યાં ઉંઘ અને બેહોશીને લગતાં મનસીક ચમત્કારો પ્રગટ થાય છે ત્યાં વધવાની આનાકાની કરે છે.

"પુરાતન જમાનામાં ધર્મ અને સાયન્સ તદનજ એક હતાં, સાથેજ જોડાયલાં હતાં, અને મનશકિત અને આત્મા વચ્ચે કશો તફાવત ન હતો."

હાલનું સાયન્સ પોતાને સંપૂર્ણ ધારીને, જડવાદમાં મચી રહીને ધર્મમાં માનવાને ના પાડતું હતુ અને ધર્મની વિરૂધ્ધ થતું હતું, પણ સારાં નશીબે જડવાદ પોતાના બેહુદાં અનુમાનો સાથે ગુમ થતો જાય છે અને વિરૂધ્ધતા અને બેયકીન ધીમે ધીમે દફે થાય છે.

ખોદાના કાયદા દરેક ભુવન ઉપર એકજ છે. અને ટેનીસન કહે છે તેમ "કાયદાથી ઉલટું કાંઇ પણ હસ્તી ધરાવતું નથી." અને સાચો ધર્મ આપણી આસપાસની દરેક ચીજ સાથ એકમત થાય છે અને થવો જોઇએ. તેથી આપણને એક નવા ગુરૂની જરૂર છે. પણ તે આપણને નવો ધર્મ શીખાડવા માટે નહિ, પણ પુરાનીજ સચાઇઓને નવા લેબાશમાં તૈયાર કરીને કેટલીક સુંદર સમજાવટ સાથે એકવાર વધુ તેનો ફેલાવો કરવા માટે આવવા જોઇએ.

વળી જો કે જુદાં જુદાં ધર્મ પુસ્તકોમાં મહાન પયગંબરોએ જે શિક્ષણો આપેલાં કહેવાય છે તેની નોંધો છે, પણ આપણે જાણ્યે છીએ કે આપણી પાસે માત્ર તેઓએ જે શિક્ષણ આપેલું ધારવામાં આવે છે, તેના માત્ર હેવાલો છે. અને ઘણાક દાખલાઓમાં તે હેવાલો તેમના વખત પછી લાંબી મુદ્દત તૈયાર કરવામાં આવ્યા હતા, અને લખનારાઓના જ્ઞાન પ્રમાણે તે હેવાલોને રૂપ મળ્યું હતું. જેઓએ તે મહાન પયગંબરોના શિક્ષણો નહિ, પણ તે શિક્ષણો વિષેની તેઓની પોતાની અંગત સમજ પ્રમાણે તે લખ્યું હોય, અને બનવા જોગ છે કે તેમાં તે પયગંબરના શિક્ષણો ચોક્કસપણે જાહેર થયાં ન હોય. આવી રીતે સચાઇનાં સઘળાં સ્વરૂપો એકજ હોવાથી મૂળ સત્ત જે ખોદાનું છે, તેમાં આપણે કશો ફેરફાર કરી શકીએ નહિ. પણ તે વિષેના માણસોનાં જે સિધ્ધાંતો છે તે આપણે સુધારી શકયે અને કશું નુકસાન કીધા વગર હાલના જમાનાના બહોળા જ્ઞાનને અનુસરતાં કોઇ નવાં રૂપમાં આપણે તેને મુકી શકીએ.

વળી જુની અમર સચાઇઓને ફરીથી જાહેર કરવાની જરૂર છે. કારણ કે વખતનાં વહેવા સાથે તે સચાઇઓના સંબંધમાં ગંભીર ગેરસમજુતીઓ ઉભી થવા પામે અને તેમનું સ્વરૂપ નહિ ઓળખાય એવી રીતે ફેરવાઇ જાય, અને અસલ શિક્ષણનો અર્થ ક્રિયાકામોનાં વધતાં જતાં પડથી ઢંકાઇ જાય, અને અસલ સચાઇઓનાં ખોટા અર્થો ઉત્પન્ન થાય.

ખરૂં છે કે અસલ શિક્ષણ કે જે સઘળા જમાનાઓને માટે સાચુંજ રહેવું જોઇએ, તે પ્રમાણે આપણે આપણી જીંદગી બરોબર રીતે ગુજારવાની શરૂઆત કીધી નથી. તેનું કારણ આ છે કે ક્રાઇસ્ટ સાહેબ જયારે આવ્યા હતા ત્યારે તેવણ હાલના સુધારાની ગુંચવણો વિષે કશું જાણતા ન હતા. અને આપણી હાલની ભેળસેળ જીંદગીના ગુંચવણભર્યા સવાલો સાથે તેમને કામ પડયું ન હતું, અને જો કે તેમનું શિક્ષણ સુંદર છે તોપણ તે આજની ધાંધલભરી દુન્યા માટે અમલમાં નહિ મુકી શકાય એવું છે, એમ કહીને આપણે આપણી જવાબદારીઓ ઉડાવી જઇએ છીએ.

વળી જોકે દરેક પ્રજામાં એવા ઘણાક માણસો છે, કે જેઓ ધર્મને લગતી હંમેશગીની સચાઇઓ મુજબ પોતાની જીંદગી દોરવવાની કોશેશ કરે છે, છતાં એક પણ પ્રજા એવી નથી કે જે તે સચાઇઓને અમલમાં મુકતી હોય. કારણકે આપણે જોઇએ છીએ કે સઘળી પ્રજાઓ સચાઇને માનવાનું ડોળ ઘાલીને તેઓના બચાવ માટે અનેક પોતાની ભાઇબંધ પ્રજાઓ ઉપર હુમલો કરવા માટે બની શકિત સઘળી ગોઠવણો કરીને તે સચાઇઓને એબ લગાડે છે, જે જે સચાઇઓ તેઓ પોતાનાં હોઠથી કબુલ રાખે છે તેને પોતાનાં અમલથી તેઓ રદ કરે છે. છેલ્લાં કેટલાંક વર્ષો થયાં સુધારાની નવેસરથી રચના કરવાની વાતો ચાલે છે. ખરૂં છે કે રાજદ્વારી, આર્થિક અને સંસારી ફીલસુફી આપણને રસ્તો દેખાડી શકે, પણ નવી રચના માટે જરૂરનો જે જુસ્સો જોઇએ તે તેઓ પુરો પાડી શકે નહિ. આપણી વાતચીતને અમલમાં મુકવા માટે જોઇતી શકિત અને બશારતની આપણામાં ખોટ છે, આટલા માટે નવું શિક્ષણ આપવા માટે નહિ પણ તે કાયમની સચાઇઓને હાલની દુન્યાના ગુંચવણભર્યા સવાલોનો તોડ કાઢવાને કેવી રીતે લાગુ પાડવી તે દેખાડવાને અને તે જુની સચાઇઓને આપણી જીંદગીના વહેવારૂ ભોમ્યા તરીકે બનાવવાને આપણને જોઇતું જ્ઞાન પુરૂં પાડવા માટે, આપણને જગત સાથની ભાઇબંધી શિખવવા માટે, એક ગુરૂની જરૂર છે. લોકોને લડાઈ કજ્યામાંથી બંધ કરવાને સુલેહનો શબ્દ આપવા, સઘળી પ્રજાઓને એક કરવા અને એકજ ધર્મની ભાઇબંધી નહિ પણ સઘળી પ્રજાઓની ભાઇબંધી ખીલવવા માટે તેઓને એકતા, શાંતી અને મહોબતનો પાઠ શીખવવા અને તેમ કરીને જુદી જુદી પ્રજાના ધર્મને એક કરીને તેઓને મીનોઈ રાહ ઉપર મુકવાને માટે એક ગુરૂની જરૂર છે.

**સવાલ**—સઘળી પ્રજાઓની ભાઇબંધી ! કદાચ એકજ ધર્મમાં થઇ શકે પણ તેઓજ જ્યારે વારંવાર એક બીજા સાથ કજીઓ કરતા રહે છે, ત્યારે કેવી રીતે બીજો ધર્મ પાળનારાઓ સાથ ભાઇબંધી કરી શકે ?

**જવાબ**—ધર્મનો મુકાબલારૂપી અભ્યાસ જગત સાથની આપણી ભાઇબંધીને સહેલ કરી આપશે, અને તેથી આવો અભ્યાસ સાબેત કરી આપે છે, કે સઘળા ધર્મોનું મૂળ અને અર્ક એકજ છે, અને મૂળમાં સઘળા ધર્મો એકજ છે. તેઓ એકજ સચાઇ શીખવે છે, અને જીંદગી તેમજ રહેણી કરણીના એક સરખા ઉંચ ખ્યાલોના ઉપદેશો આપે છે.

**સવાલ**—જ્યારે દુન્યાના જુદા જુદા ધર્મો દેખીતી રીતે એટલા બધા જુદા પડે છે ત્યારે તે કામ કેમ બની શકે ?

**જવાબ**—માણસના અંતરમાં રહેલી ખોદાની હસ્તી એ સઘળા ધર્મોનું મૂળ છે અને જુદા જુદા ધર્મો એ ખોદાને શોધવાની માણસની જુદી જુદી રીત છે, અને આ રીતે જુદાં પડવાનું વાજબીપણું સિદ્ધ થાય છે. દુન્યામાં જુદાં જુદાં મનનાં માણસો વસે છે, અને જુદી જુદી ઓલાદો અને પ્રકૃતિને અનૂકુળ થઈ પડવા માટે જુદા જુદા ધર્મો રચવામાં આવ્યા છે.

ધર્મો વચેનો દેખીતો તફાવત તે પ્રજા અને ઓલાદના ગુણદોષો અને તેઓની વધતી ઓછી મનશક્તિની ખીલવણી ઉપર આધાર રાખે છે. તેમજ તે ધર્મોના મૂળ સ્થાપકો તરફથી શીખવવામાં આવેલી અસલ સચાઇઓના પાછળથી થયલા અનર્થો અને ક્રિયાકર્મોના વધારાને કાઇક દરજ્જે આભારી છે.

લોકો પ્રગટીકરણના જુદા જુદા તબક્કામાં હોય છે, અને જે ધર્મ એક તબક્કાને બંધબેસ્તો થઇ પડે છે, તે બીજાને થઇ પડતો નથી. દાખલા તરીકે એક બાળ પ્રજા યા તો એક જંગલી પ્રજા કે જેઓને ઘણો અનુભવ હોતો નથી, અને જેઓ માણસઇ અવતારની હારમાળામાં શરૂઆતની કેળવણી લેતી હોય છે અને જેઓની મુખ્ય મોજ ખાવા પીવાની છે, તેઓને એક તદન સાદા ધર્મની જરૂર રહે છે, કે જે ધર્મ તેઓને એવું શીખવે કે દુન્યામાં હસ્તી ધરાવતો એક ઇશ્વર છે, જે ભલો છે, અને તેને ખુશી રાખવા માટે તેઓએ સારાં કર્મ કરવાં

જોઇએ, કે જેથી મરણ પછી સુખ મળે; પણ જો તેઓ ખોટું કામ કરે તો ખોદા તેમને સજા કરે અને મરણ પછી તેઓને દુખ ભોગવવું પડે.

પણ જ્યારે તેજ માણુસો ઘણા વધારે જન્મો ભોગવી ચુકે છે, અને વધુ સુધરેલી પ્રજામાં જન્મ લે છે, ત્યારે તેઓને વધુ ઉંચો અને મીનોઇ બાબદોથી રચાયલો ધર્મ જોઇએ છે, કારણકે તેઓએ પોતાની મન અને નીતીને લગતી શક્તિઓ ઘણાં મોટા પ્રમાણમાં ખીલવેલી હોય છે.

સચાઇ સેંકડો જુદી જુદી રીતે જાહેર થઇ શકે છે, પણ તે સંપૂર્ણ રીતે કદીબી જાહેર કરી શકાતી નથી, અને દરેક ધર્મ પોત પોતાની ખાસ ખુબી અથવા ગુણ, અને માણુસ જાત માટેનો પોતાનો પેગામ ધરાવે છે, અને ધર્મનો મુકાબલારૂપી અભ્યાસ સચાઇનાં જુદાં જુદાં સ્વરૂપો ઓળખવાને આ પ્રમાણે જરૂરનો થઇ પડે છે.

આવી રીતના મુકાબલાથી એક માણુસને માલમ પડે છે કે કોઇ પણ ચોકસ ધર્મ ખરી સચાઇનો એકલો હક ધરાવતો નથી, અને તેથી એક માણુસે બીજાના ધર્મ તરફ અણુગમો દેખાડવો ન જોઇએ.

તેટલા માટે સઘળા માણુસો વચ્ચે ભાઇબંધી અમલમાં મુકવી બનવાજોગ છે, કારણ કે સઘળાં એકજ પીતાના ફરઝંદો હોવાથી તે કુદરતનું એક સિધ્ધાંતજ છે.

**સવાલ**—તમો જણાવો છો કે સઘળા ધર્મોનું મૂળ એકજ છે; તો તે કેવી રીતે ? તે ઉપરાંત જો સઘળા ધર્મો સચાઇજ દેખાડે છે, તો પછી જુદા જુદા ધર્મોમાં શા માટે એટલો તફાવત જણાય છે ?

**જવાબ**—સઘળા ધર્મો ખરેખર તો ધર્મની સ્થાપના કરનાર ગુરૂઓના નામો ઉપરથી ઉભા થયા છે, જેમકે ખ્રિસ્તી ધર્મ, બૌદ્ધ, જરથોસ્તી અને મહમદી ધર્મ. સઘળા ધર્મ-સ્થાપકો મીનોઈ જીવો છે, તેમજ આગળ જણાવ્યા પ્રમાણે ગેબી ફરેસ્તાઇ મંડળના સભાસદો છે, કે જેઓ ઇન્સાન જાતની રાહબરી કરે છે, અને પુરાતન તથા મીનોઈ ડાહુપણુને નામે ઓળખાતાં શિક્ષણો તેઓના અખત્યારમાં છે. જ્યારે માણુસ જાતનો એક ભાગ કાંઇ નવું શિક્ષણ લેવા માટે તૈયાર બને છે, ત્યારે આ મીનોઈ મંડળમાંનો એક જીવ તેઓમાં એક નવો ધર્મ સ્થાપવાને જન્મ લે છે, કે જે પોતાની સાથે તે એકજ સચાઇ, તે એકજ ઉપદેશ લઇ આવે છે; ફકત આટલુંજ કે તે ઉપદેશોનું સ્વરૂપ વખતને

તેમજ જેઓમાં તેવણુ પધારે છે તે લોકને, તેઓની જરૂરયાતોને તેમજ તેઓની લાયકાતને ગ્રહણ કરી શકે એવી શકિતને અનુસરતું રહે છે. "ગાયો ઘણા રંગની હોય છે પણ તેઓનું દુધ એકજ રંગનું હોય છે. જ્ઞાનને દુધ તરીકે અને ગુરૂઓને ગાય તરીકે ગણો!" આવી રીતે એકજ સામાન્ય ઇશ્વરી મૂળને લીધે સઘળા ધર્મોનાં મૂળ સિદ્ધાંતો એકજ હોય છે; જો કે બીજી બીનજરૂરી બાબદો જુદી પડે છે.

જેવી રીતે એક સફેદ રોશની પોતાનામાં સઘળા રંગો સમાવે છે, તેવીજ રીતે જુદા જુદા ધર્મો જુદા જુદા રંગો રજુ કરે છે, કે જેઓને જોડી નાંખવાથી સચાઇનું એકજ સફેદ કીરણ માલમ પડશે. જેવી રીતે જુદા જુદા રંગના ગ્લાસમાંનુ પાણી જો કે ખરેખર રંગ વગરનું હોવા છતાં જુદા જુદા રંગનું દેખાય છે, જેમ એકજ સૂર્ય જુદા જુદા રંગના કાચમાંથી જોતાં જુદા જુદા રંગનો દેખાય છે, તેમ એકજ સચાઇ જુદા જુદા ધર્મોનાં બહારનાં રૂપને લીધે જુદી જુદી દેખાય છે. આ ધર્મો માત્ર સચાઇને જાહેર કરવાનું સાધન છે, અને જે પ્રજાને માટે તે ધારવામાં આવ્યો હોય, તે પ્રજાની લાયકાત અને જરૂરયાતને અનુસરતા રંગો તેને આપવા પડે છે. આ રીતે જોતાં "**સચાઇ કરતાં વધુ ઉંચો ધર્મ બીજો કોઇ નથી.**" કારણકે સચાઇઓ તો હંમેશની એકજ છે. દુન્યાના સઘળા મહાન ધર્મોમાં એકજ મીનોઇ સચાઇ તેઓના મુખ્ય ઉપદેશોમાં વહેવારૂ રીતે મુકાયલી છે.

**સવાલ**—દુન્યાના સઘળા મહાન ધર્મોના સાધારણ ઉપદેશોનો કાંઇક સાર તમો આપી શકશો?

**જવાબ**—સઘળા મહાન ધર્મોનાં બે મુખ્ય સિદ્ધાંતો તો સામાન્ય છે. પહેલું, માણુસનાં અંતરમાં રહેલો ઇશ્વરનો અંશ. ઇશ્વર દરેક ઠેકાણે અને દરેક ચીજમાં છે. મીનોઇ જીંદગી તે આત્મા છે, જે એક ફીરેસ્તામાં તેમજ એક નાનામાં નાની ચીજમાં પણ હસ્તી ધરાવે છે. તમામ વિચાર, તમામ હોશ તેનાજ છે, કારણ કે તે એકલી એકજ અમર જીંદગી છે. આ પ્રમાણે ધર્મનાં મૂળની ખરી બીના તો આ છે, કે એક ઇન્સાન તેની જીંદગીનો ભાગીદાર હોવાથી ઇશ્વરને જાણી શકે, અને માણુસ પોતે ઇશ્વરી અને અમર છે; કારણ અમર્ગી ફક્ત છેહા વગરનો વખત છે, અને જે જન્મ પામ્યું, તેનો નાશ તો છેજ; જેમ ખોદા પોતે અમર છે તેવીજ રીતે માણુસ પણ અમર છે, અને મરણ તો ફક્ત શરીર પર એક નવો

ઝભો પહેરવા અગાઉ પહેલો ઝભો ઉતારી નાખવાનુ કામ છે.

પણ જો સઘળાં સ્વરૂપોમાં એકજ જીંદગી અને એકજ હોશ હોય તો, અને ખોદા તે સઘળામાં વ્યાપી રહયો હોય તો, મહાન સચાઇના અચુક પરીણામ તરીકે આ સિધ્ધાંત રજુ થાય છે કે જે સઘળું હૈયાતી ભોગવે છે તે એકજ સંગીન હસ્તી--તમામ જગતની એકતા છે. ખોદા સઘળે વ્યાપી રહયો છે, અને માણુસ માત્ર સંગીન ગાંઠથી જોડાયલાં છે. આ સઘળા મહાન ધર્મોની મૂળ સચાઇઓ છે.

તેઓનાં બીજાં શિક્ષણોની રૂપરેખા નીચે પ્રમાણે છે:

૧. જગતમાં એકજ અનહદ સત્તા—એકજ ખરી હસ્તી છે.

૨. તેમાંથી પ્રગટ ઇશ્વર જાહેર થાય છે અને એકમાંથી બે અને બેમાંથી ત્રણ પ્રગટ થાય છે.

૩. આખું જગત તેમાની તમામ હસ્તીઓ સાથે ઇશ્વરની જીંદગીનું પ્રગટ સ્વરૂપ છે.

૪. પ્રગટ ઇશ્વરમાંથી અમશાસ્પંદો, યઝદો, ફરેશ્તાઓ વગેરે ઘણી બળવાન શકિતઓ પ્રગટ થઇ છે, અને તેના વિચાર અને ઇચ્છા અમલમાં મુકવા માટે તેના પ્રતીનીધી તરીકે કામ કરે છે.

૫. માણુસ પોતાના મીનોઇ પીતાની માફક મૂળમાં મીનોઇ છે, કારણુકે તેનો અંતર અંશ અમર છે.

૬. માણુસ ખાકી, આકાશી અને મનને લગતી દુન્યાઓમાં કર્મનાં કાયદા હેઠળ ખાહેશને લીધે ખેંચાઈ આવીને ચાલુ જન્મો મારફતે આગળ વધે છે, અને આખરે અનુભવ, જ્ઞાન અને ભોગથી તે પોતાનાં ઇશ્વરી અંશને અને સઘળી હસ્તીનાં એકપણાંને પીછાણે છે.

૭ જગતમાં એવા ગુરૂઓ અને સંપૂર્ણ માણુસો હોય છે કે જેઓએ પોતાનું માણુસાઇ પ્રગટીકરણ પુરૂં કીધું છે, માણુસાઇ સંપૂર્ણતાએ પહોંચ્યા છે, અને માણુસ જાતની હાલત ધ્યાનમાં લેતાં તેઓને હવે વધુ કશું શીખવાનું નથી.

જો કે દુન્યાના સઘળા મહાન ધર્મો તેઓનાં મુખ્ય શિક્ષણોમાં વહેવારૂ રીતે એકમળતા છે, તોપણુ આગલા વખતની લાંબી તવારીખ તપારતાં આપણે જોઇએ છીએ કે જ્યારેબી કોઇ સુધારો કે ધર્મ પડતીની નિશાની બતાવે છે, અથવા આસપાસના સંજોગો સામે તે ટકી શકતો નથી, ત્યારે કોઇ મહાન સ્વરૂપ—કોઇ જગદ્‌ગુરૂ હંમેશાં દેખાવ દે છે,

અને ધર્મ તેમજ સુધારાના એક નવા ચકરાવા અથવા એક નવા જમાનાની શરૂઆત કરે છે, અને તેમાં કોઇ ચોકસ નિયમ સમાવી દઇને માણસ જાતને તેનાં પ્રગટીકરણમાં એક પગલું આગળ વધવામાં મદદ કરે છે.

આ પ્રમાણે દરેક ધર્મ સુધારામાં એક પગલું આગળ વધે છે, અને વળી માણસ જાત માટે કાંઇ કિંમતી ચિન્હ લાવે છે, કે જે તેની આગળના ધર્મોમાં ઓછું જણાયલું હોય છે. માણસ જાતને ઘણા પાઠો શીખવાના છે, અને ખાસ ધર્મોથી અપાતા જુદા જુદા ગુણો ખીલવવાના છે. કે જે ધર્મો એવાં ખાસ શિક્ષણો શીખવવાને માટે બંધબેસ્તા કરવામાં આવે છે. આ ઉપદેશો સુધારાના રૂપમાં મુકાયલા છે, અને ઇન્સાન જાત સુધારાથી અપાતા ગુણો ખીલવીને, અને જગદ્‌ગુરૂથી શીખવવામાં આવતા અને ધર્મોમાં સમાવી દીધેલા જરૂરી પાઠો શીખીને ધીમે ધીમે હંમેશ ખીલતા જતા ગુણોથી આગળ વધે છે. તેથી દરેક નવા શરૂ થતા જમાનામાં નવી ઉપ—પ્રજા આગળ જગદ્‌ગુરૂ પ્રગટ થાય છે, અને તે મુખ્ય વિચાર અથવા બોધની આસપાસ તે નવા ધર્મની હિલચાલ રચાયલી હોય છે તે પ્રગટ કરે છે. કારણકે જો કે દરેક ધર્મમાં સઘળી મહાન સચાઇઓ પ્રગટ થાય છે, છતાં દરેક ધર્મમાં કાંઇક એવું તત્ત્વ રહે છે કે જે પોતાના ખાસ ગુણદોષો અને રંગ બહાર પાડીને બીજા ઉપર સરસાઇ ભોગવે છે.

**સવાલ**—અત્યારસુધી જણાયલા સઘળા જુના ધર્મોમાં મુખ્ય શિક્ષણો શું છે?

**જવાબ**—ખરૂં છે કે દરેક ધર્મમાં કેટલાક સામાન્ય શિક્ષણો સમાવેલાં હોય છે, છતાં દરેકમાં કોઇ ચોકસ શિક્ષણ ખાસ અગત્ય ધરાવે છે. દરેક ધર્મનું પોતાનું ખાસ સ્વરૂપ હોય છે, તેમાં કાંઇક અગત્યનો ગુણ વિશેષ જણાય છે, અથવા કોઈ ખાસ સદ્‌ગુણ કે સચાઇ ચુંટીને તે ઉપર ખાસ ભાર મુકવામાં આવે છે.

મદ્રાસના ક્રિશ્ચિઅન કોલેજના જાણીતા પ્રેસબીટરીઅન સ્થાપક ડૉ. મીલરનાં મત પ્રમાણે હિંદુ ધર્મે દુન્યાને ખોદા સઘળે વ્યાપી રહ્યો છે, અને માણસ માત્ર સંગીન ગાંઠથી જોડાયલાં છે, એવું શિક્ષણ પુરૂં પાડયું છે. જગતમાં વ્યાપી રહેલી એકજ જીંદગી તમામ માણસ જાતમાં રહેલી છે, એટલું જો કબુલ રાખીએ, તો માણસ જાતની ભાઇબંધી એ માત્ર એક મહાન મીનોઇ સચાઇનું ખાકી સ્વરૂપ જણાય. અને જો

માણુસ જાતની એકતાઇ કબુલ રાખીએ તો સંસારી ફરજામાં મુખ્ય નિયમ જે પરસ્પરની ફરજ અથવા એક માણુસની બીજા માણુસ તરફની ફરજ ગણાય છે તે રજુ થાય.

તેહુતી અથવા થોથને નામે ઓળખાતા જગદગુરૂ જેમનું ગ્રીક નામ હરમીસ છે, તેમનાં શિક્ષણો જે મીસર દેશમાં ફેલાયાં હતાં, તે માણુસ અને તેની આસપાસની દુન્યાઓને લગતી વિદ્યાઓ માટે હતાં, અને તેનું મુખ્ય શિક્ષણ રોશની વિષે હતું. તેથી મીસર દેશનો ધર્મ સાયન્સને લગતાં જ્ઞાન વિષેનો હતો, જેથી "મીસર દેશનું જ્ઞાન" જમાનાઓ થયા ઉતરતું આવ્યું છે, અને કેમીસ્ત્રી (રસાયણ વિદ્યા) શબ્દ ખુદ મીસર દેશના જુના નામ "કેમ" અથવા "ખેમ" ઉપરથી નીકળ્યો છે. આ રીતે મીસર દેશે દુન્યાનાં પ્રગટીકરણમાં બાકી દુન્યાને લગતું જ્ઞાન અથવા સાયન્સનો હિસ્સો પુરો પાડ્યો છે. કારણ કે જેમ ફરજ સચાઇનું ચિન્હ છે, તેમ કાયદો જ્ઞાનનું ચિન્હ છે.

ઇરાનમાં જરથુસ્ત્રને નામે જગદગુરૂએ જે સુધારાનો ફેલાવો કીધો તેનો મૂળ પાયો અશોઇ-વિચારની, વચનની અને કામોની પવિત્રાઇ--છે. તેમને આતશને લગતું જ્ઞાન આપ્યું, અને આતશને ખોદાના ચિન્હ તરીકે રજુ કીધો, કારણકે આતશ સઘળી ચીજોને પવિત્ર કરનાર છે.

ગ્રીસ દેશમાં ઓરફ્યુસના નામ હેઠળ જગદગુરૂએ મીનોઇ ખુબસુરતીને લગતું જ્ઞાન આપ્યું, અને ખુબસુરતી ગ્રીક ધર્મ અને સુધારાનો મૂળ પાયો છે. ગ્રીસ દેશે પોતાની રૈયતનાં જીવનમાં ખુબસુરતીનો પ્રવાહ દાખલ કીધો, અને તે ખુબસુરતી એ દેશનાં અજબ જેવાં સાહિત્યમાં, તેના અતી ઉત્તમ શિલ્પશાસ્ત્રમાં, તેનાં સુંદર બાવલાઓમાં ખુલી જણાય છે.

જેવી રીતે ગ્રીસ દેશ હુન્નરની ખુબસુરતી માટે જાણીતો છે, તેવી રીતે રોમ દેશ કાયદામાં ખુબસુરતી લાગુ પાડવા માટે જાણીતો છે. એક શહેરીનો પોતાની કોમ તરફની ફરજનો તે કાયદામાં સમાવેશ કરે છે. કારણ કે કાયદા વગર કોઇ પણ ચીજ સુંદર હોઇ શકે નહિ. રોમ દેશ પ્રત્યેક માણુસને થોડુંજ વજન આપતો હતો. રાજ્ય એ રોમનો સૌથી ઉંચો ખ્યાલ હતો, અને કાયદાના સર્વોપરિપણાં વગર કોઇપણ પ્રજા ખરૂં છુટાપણું ભોગવી શકે નહિ, એવો તેનો આદર્શ હતો.

મહાત્મા બુધ્ધે હિંદુસ્તાન માટે જે મહાન ધર્મની સ્થાપના કીધી છે, તેનું મુખ્ય શિક્ષણ જ્ઞાન માટેનું હતું, કે જે જ્ઞાન ડાહપણ, દયા, કાયદા તરફની તાબેદારી અને કેવી રીતે દરેક ચીજ સમજવી, તેમજ કેવી રીતે જીવન ગાળવું, તે દેખાડતું હતું.

યાહુદી ધર્મનું ચિન્હ પવિત્રાઇનું છે. ખોદાની પવિત્રાઇ, "પવિત્ર ખોદા જે પવીત્રાઇને ચાહે છે," તેની પવિત્રાઇ ઉપર અમલ કરવો, એ આ ધર્મનું સિદ્ધાંત છે.

ખ્રિસ્તી ધર્મ કે જેની ઉપર આખી ખ્રિસ્તી દુન્યાના સુધારાનો પાયો રચવામાં આવ્યો છે તેમાં બે મુખ્ય શિક્ષણો આપવામાં આવ્યાં છે, કે જેમાં કુદરતી રીતેજ એક પછી બીજું આવી જાય છે. પહેલું શિક્ષણ પ્રત્યેકતા માટેનું છે, આગલી પ્રજાઓમાં પ્રત્યેક માણસને જુદો ગણીને તે ધોરણ ઉપર સુધારાની રચના કીધી ન હતી, પણ દરેક કુટુંબને એક ગણીને તે ઉપર સુધારો રચવામાં આવ્યો હતો. ખ્રિસ્તી ધર્મે પ્રત્યેકતાનું ધોરણ ઉભું કીધું, અને તે ખ્યાલ સંપૂર્ણ રીતે ખીલવા પામે તેટલા માટે પૂનર્જન્મનાં અને એવાંજ બીજાં સિધ્ધાંતો કે જે મૂળ ધર્મમાં શીખવામાં આવતાં હતાં, તે લગભગ એક હઝાર વષ સુધી દુરઅંદેશી વાપરીને કાઢી નાંખવામાં આવ્યાં હતાં. પ્રત્યેકતાને ખીલવવાની જરૂર હતી, અને એક માણસ પોતાની આગળ અને પાછળ સંખ્યાબંધ જન્મો લંબાયલા છે એમ જાણવાથી પોતાના કામોમાં જે ઝુમ દેખાડે તે કરતાં તેને એકજ જીંદગી ગુજારવાની છે એવો ખ્યાલ રહેવાથી તેને વધારે ઝુમ રહે, એ કુદરતી છે. છેલ્લાં બે હઝાર વર્ષ થયાં પ્રત્યેકતાની ખીલવણી થતી રહી છે, અને આખરે ટયુટોનીક ઉપ-પ્રજામાં પ્રત્યેકતાનો આ ખ્યાલ હુંપણાની હદ સુધી ખીલવા પામ્યો. એક રીતે જોતાં એમ કરવાની જરૂરજ હતી કારણ કે આ ગુણ મજબુત રીતે ખીલ્યા વગર ભવિષ્યના સહકારનો પાયો રચી શકાય નહિ.

પછી વળી એ ધર્મના સ્થાપકના ઉમદા દાખલા ઉપરથી આપણને બોધ મળે છે, કે જયારે સત્તા મેળવવામા આવે, ત્યારે તેનો સેવાને માટે ઉપયોગ થવો જોઇએ. જ્યારે જોર મેળવવામાં આવે, ત્યારે નબળાં માણસોને સહાય થવા માટે તેનો ઉપયોગ થાય ત્યારેજ તે ઉમદા ગણાય અને જ્ઞાન, સત્તા અને જોર ઇન્સાન્યતને છાજતાં ત્યારેજ ગણાય કે જ્યારે

તેમનો ઉપયોગ પ્રજાની સેવા માટેજ થાય અને જે સૌથી વધુ સેવા બજાવે છે તેજ સૌથી મહાન છે, અને એક માણસની સત્તાનું માપ તેની ફરજનાં માપથી થાય છે. એમાં જાતી-ભોગનો બોધ સમાયલો છે, જે વખત જતાં ખ્રિસ્તી પ્રજાઓનો મુખ્ય ગુણ થઈ પડશે. આ પ્રમાણે ખ્રિસ્તી ધર્મ એક બીજા તરફની સેવાથી ખોદાની મહોબત સાથ જોડી આપે છે, અને જગદ્દગુરૂની મારફતે બહાર પડેલો આ બોધ ઇન્સાન જાતને સચાઈ અને મહોબતના માર્ગમાં વધુ આગળ વધવાને મદદકર્તા થઇ પડે છે. હકસલી નામના એક ઇંગ્રેજ સાયન્ટીસ્ટ ડાહપણ અને દયાના એક સરદારના સખુનો જાહેર કરે છે, કે "જીંદગીની લડતમાં સૌથી જોરાવર હોય તે જીવતા પામે એ કાયદો હેવાનને માટેનાં પ્રગટીકરણનો કાયદો છે, પણ જાતી-ભોગનો કાયદો એ ઇન્સાનજાતનાં પ્રગટીકરણનો કાયદો છે." દયાના સાહેબ ક્રાઇસ્ટ પયગંબરનું "જાતી ભોગ"નું શિક્ષણ જેઓ તન અને મનનું જોર પુરેપુરું ખીલવી ચુકેલા હોય તેઓ સિવાય તેમના ખરા ભકતો પણ ખુલી રીતે સમજી શકયા નથી. બુધ્ધિના ખીલવા સાથે જાતી-ભોગની ફરજની પીછાણ થઇ શકે છે અને પ્રત્યેક માણસના હકોની જગ્યા પ્રત્યેક માણસની ફરજો લે છે.

ઇસ્લામી ધર્મમાં ખોદાની મરજી તરફની સંપુર્ણ તાબેદારી મુખ્ય ભાગ ભજવે છે. અને ખોદાને મળવાનો એકજ માર્ગ ઇશ્વરી ઇચ્છાને સંપૂર્ણ રીતે તાબે થવામાં જણાય છે.

દુન્યાના ધર્મો ઉપર નજર નાખતાં આપણને માલમ પડે છે કે તેઓના મુખ્ય સિધ્ધાંતો એકજ મહાન રંગીન ચીતારના ટુકડા જેવાં છે, અને તેની ખરી ભભુકદાર અસર જોવા માટે તે સઘળાં સાથે ગોઠવવાં જોઇએ. વળી આપણને માલમ પડે છે કે દરેક ધર્મ એક વાજીંત્રના જુદા જુદા સુર જેવો છે, અને આપણે તેમાંનો એક પણ સુર છોડી દઇ શકીએ નહિ, કારણકે દુન્યાનાં સઘળા મહાન ધર્મો એકજ મહાન મીનોઈ સચાઇના અકકલપસંદ સ્વરૂપો, સચાઈના મીનોઇ આફતાબના એકજ સફેદ કીરણના જુદા જુદા રંગો છે.

**સવાલ**—જ્યારે મહાન ગુરૂ પધારશે ત્યારે છઠી ઉપ-પ્રજાને તેવણુ શું શિક્ષણુ આપનાર છે?

**જવાબ**—ક્રાઇસ્ટ સાહેબના ઉપદેશની કિંમત જે લોકોએ તેઓના ઉપદેશો સાંભળ્યા હતા તેઓ તરફથી નહિ પણ તવારીખમાં પોતાની મેળે સાબેત થઇ છે. અને તેમાં કાંઇ અજબ થવાનું નથી, કારણ જેમ વધુ ઉંચ તબકકાના ગુરૂ તેમ તેનગુનું શિક્ષણુ સમજવાનું મુશ્કેલ થઇ પડે છે. જે ચીજ આપણે કહેવા માંગતાં હોઇએ તે આપણાં કરતાં વધુ સારી રીતે કોઇ સમજાવી શકે તો તે એક લાયક ઉસ્તાદ ગણાય. જે આપણા કરતાં ઘણે ઉંચે દરજજે હોય, અને જે દુન્યાદારીમાં પડેલાં માણસોનાં કાન ઉપર બહેસ્તની વાતો નાંખે, તે ફત્તેહમંદ થતો નથી. પણ જ્યારે તે મહાન ગુરૂ પધારશે, ત્યારે આપણે જે જાણવાની ખાહેશ કર્યે છીએ તે નહિ, પણ આપણને જે જાણવાની જરૂર છે તે તેવણ આપણને શીખવશે.

તે શિક્ષણ શું હશે તે તેમના સિવાય કોઇ જાણતું નથી, પણ "ગુરૂ ચરણે"ની નાની સુંદર ચોપડીમાં મહાન જગદ્‌ગુરૂના એક ચેલાએ પોતાનો એક ચેલો કે જેને દિક્ષા માટે તૈયાર કરવામાં આવતો હતો, તેને આપેલું શિક્ષણ સમાયલું છે. સઘળાં વડેવારૂ કામ માટે જગદ્‌ગુરૂના એક અંગત ચેલા તરફથી મળેલું આ શિક્ષણ જગદ્‌ગુરૂના પોતાના શિક્ષણ તરીકે કબુલ રાખી શકાય. તેમાં પ્યારના શિક્ષણ ઉપર ખાસ ભાર મુકવામાં આવ્યો છે, અને જણાવ્યું છે કે જો પ્યારનો ગુણ માણસમાં પુરતો મજબુત રીતે ખીલ્યો હોય તો "તે તેને બાકીનું સઘળું મેળવવાની ફરજ પાડે છે, અને તે વગર બીજું સઘળું નકામું છે."

આ રીતે જો કે ભવિષ્યના જગદ્‌ગુરૂ પોતાનાં શિક્ષણને કેવાં નવાં અને ખેંચાણકારક રૂપમાં રજુ કરશે તે આપણે જાણતાં નથી, છતાં આપણે આટલું તો જાણએ છીએ કે તે નામવરે પોતાના છેલ્લા અવતાર વખતે જે શિક્ષણ આપ્યું હતું તેજ આ વખતે પણ મૂળ પાયા જેવું થઇ પડશે. તેમના આગલાં શિક્ષણ પ્રમાણે ચાલનારાઓ તેમની ઉપરનાં યકીનને સૌથી અગત્યનું ગણે છે, પણ છેવટના ઇન્સાફનો દેખાવ રજુ કરતાં તેવણુ પોતે તેઓના યકીન વિષે કશો ઇશારો કરતા નથી, પણ તેઓના ઉદાર અને માયાળુ કામો વિષે સવાલ કરે છે.

ભવિષ્યના જગદગુરૂ પ્યારના એક સેતારા જેવા છે કે જેના પ્રકાશમાં તમામ માણસ જાત સમાઇ જાય છે. આપણે જાણ્યે છીએ કે તેવણે પોતાના ચેલાઓને ફરમાવ્યું હતું કે "જેવી રીતે મેં તમને ચાહ્યા છે, તેવી રીતે તમો એકમેકને ચાહજો." વળી આપણે જાણ્યે છીએ કે શ્રી કૃષ્ણ તરીકેની પોતાની જીંદગીમાં પણ તેવણે હમેશાં પ્રેમનોજ શબ્દ આપ્યો હતો. ત્યારે દયાનાં તે સાહેબે ભવિષ્ય માટે "પ્યારના બુદ્ધ" યાને મૈત્રેય નામ ધારણ કીધું છે, તે ઉપરથી તેમના શિક્ષણનો ખ્યાલ આપણને આવી શકશે. છેક ઇ. સ. પૂ. ૨૨,૬૦૫ વર્ષ અગાઉ મહાન એટલાન્ટીયન ધર્મના વડા ધર્મગુરૂ તરીકે તેવણે પ્યારનુંજ શિક્ષણ આપ્યું હતું, અને યુકેટન પ્રગણાનાં એક ચોકકસ પવિત્ર શહેરના જાત્રાળુઓને આ ગુણની ખાસ અગત્યતા સમજાવી હતી.

તેવણે જણાવ્યું હતું કે "પ્યાર એજ જીંદગી છે. એજ માત્ર ખરી જીંદગી છે. જે માણસમાં પ્યાર નથી તે મુવેલા જેવો છે. જીંદગીની સઘળી હાલતો જેટલા પ્રમાણમાં પ્યાર માટેની તકો રજુ કરે તેટલા પ્રમાણમાં તે નસીબદાર કે કમનસીબ ગણાવી જોઇએ. જો માણસો પ્યારને ખીલવા દેતાં હોય તો તે ઘણાજ અસંભવીત સંજોગોમાં પણ ખીલશે. તે વગર સઘળા ગુણો નકામા છે."

દુન્યાને ઘણી નવી સચાઇઓની નહિ પણ નવા જુસ્સાની જરૂર છે, અને જે જુસ્સો જગદ્ગુરૂ આપણને આપશે, તે આપણને જીંદગીના દરેક કાર્યમાં, આપણા સંસારમાં, આપણી જાત અને પ્રજામાં અને તમામ દુન્યામાં પ્યારનો નિયમ લાગુ પાડવાને શીખવશે. મહાત્મા બુદ્ધ ડાહપણના સરદાર હતા, પણ હાલના જગદગુરૂ પ્યાર અને દયાના સરદાર છે, અને તેમના નવા ઉપદેશનો મૂળ પાયો પ્યાર ઉપર અને ખોદા સઘળે વ્યાપી રહ્યો છે, અને માણસ માત્ર સંગીન ગાંઠથી જોડાયલાં છે, એ સિધ્ધાંત ઉપર રચાયલો છે, અને તેટલા માટે માયાળુપણું, સહકાર, અને બીનસ્વાર્થીપણું એ મુખ્ય ફરજો ગણાશે. તેમનુ શિક્ષણ હમણા જેઓ વીરૂદ્ધ પંથના છે તેઓ વચ્ચે એકતાઇ માયાળુપણું, અને પ્યારનું શિક્ષણ થઈ પડશે. છઠી ઉપ-પ્રજામાં જે મનશકિત ખીલશે, અને જે કામ તે પ્રજાને કરવાનું રહેશે તેને અનુસરતું તે શિક્ષણ થઇ પડશે.

**સવાલ**—છઠી ઉપ-પ્રજામાં કઈ ખાસ શકિત ખીલશે? અને તેના મુખ્ય ગુણદોષો અને કામો શું થઇ પડશે?

જવાબ—આપણે આગળ જોયું છે કે સઘળી મૂળ પ્રજાઓમાં જુદાં જુદાં શરીરોની ખીલવણી મુખ્ય ભાગ ભજવે છે, અને દરેક મૂળ-પ્રજાઓમાં સાત ઉપ-પ્રજાઓ છે, અને તે દરેક ઉપ-પ્રજા, મૂળ-પ્રજાનો ચોક્કસ મુકરર કીધેલો ભાગ હોય છે, અને તે પ્રજાનું કામ બજાવવાને તેઓને કામે લગાડવામાં આવ્યા છે, પણ તે કામને તે પોતાનાં ખાસ લક્ષણો પુરાં પાડે છે.

ચોથી મૂળ-પ્રજા એટલાન્ટીયનને આકાશી (એસ્ટ્રલ) અથવા મનોવીકારને લગતાં શરીરની ખીલવણી કરવાની હતી, જ્યારે પાંચમી મૂળ-પ્રજા આર્યનમાં મનસિક શરીર—જેને આપણે મન કહીએ છીએ તેની ખીલવણી ખાસ ભાગ ભજવે છે. હવે પાંચમી આર્યન પ્રજાની ચોથી ઉપ-પ્રજાને મનને લગતી ખીલવણી કરવાની હતી, કારણકે મહાન પાંચમી પ્રજાની તે ઉપ-પ્રજા હતી, પણ તે જાતની ખીલવણી હવાઇ શરીર યાને જુસ્સાઓ અને લાગણીઓથી કરવાની હતી, અને આ કારણને લીધે તે ઉપ-પ્રજાએ દુન્યાને સૌથી અજબ જેવી કવિતા અને હુન્નર પુરાં પાડયાં છે. આ ઉપ-પ્રજામાં કેલ્ટ, ગ્રીક અને રોમન લોકો સમાઈ ગયા છે.

તેજ પ્રમાણે પાંચમી ઉપ-પ્રજા ટયુટોનીકમાં મનશકિતની ખીલવણી ભાગ ભજવે છે, કારણકે તે મહાન પાંચમી પ્રજાની ઉપ-પ્રજા છે. તેથી કરીને તે ઉપ-પ્રજા મનને લગતાં પ્રગટીકરણ અને જડ અથવા ઉતરતાં મનોને ખીલવવા ઉપર ખાસ ભાર મુકે છે. ત્યારથી છેલાં સો વર્ષ થયાં હાલનાં સાયન્સે અજબ જેવો વધારો અને અતી ઘણી ખીલવણી તેમજ એવી ચમત્કારીક સાયન્ટીફીક શોધખોળો કીધી છે, કે જેથી આ દુન્યા તમામ ફેરવાઇ ગઇ છે. અને તે પાંચમી મૂળ-પ્રજાનાં કાર્યનું પરીણામ છે, કે જે પ્રજાએ મનશકિતની ખીલવણી ઉપર ખાસ ધ્યાન આપ્યુ છે.

છઠી ઉપ-પ્રજા કે જે હજી પ્રગટ થનાર છે, તે આર્યન પ્રજાની બીજી એક ઉપ-પ્રજા છે, અને તેટલા માટે તેની મનશકિત બુધ્ધીક અથવા અંતરપ્રેરણાના ધોરણે ખીલશે. મતલબ કે બુધ્ધીની મદદથી તેની ખીલવણી થશે.

ખરેખર રીતે તો, પ્યારને બદલે બુધ્ધી અથવા અંતરપ્રેરણા છઠી ઉપ-પ્રજાનો શ્રેષ્ટ ગુણ અથવા મૂળ પાયો ગણાશે. કારણકે જો કે પ્યાર અને દયાના તે સાહેબના આમલાં અને હવે પછીનાં શિક્ષણોમાં પ્યાર તો મુખ્ય ભાગ ભજવશે, છતાં અંતરપ્રેરણાની ખીલવણીથીજ માણસ તમામ જગતમાં ફેલાયલી એકતા સમજી શકે છે, અને બીજા માણસો સાથની જુદાઇનો ખ્યાલ છોડી દઇને સૌથી ઉંચી જાતનો પ્યાર ખીલવે છે. જયારે બુધ્ધીક શરીર કે જેને ખ્રિસ્તીઓ કેટલીકવાર ક્રાઇસ્ટના શરીર તરીકે ઓળખે છે, તે ઉંચી અને પ્યારભરી અશાઓથી, દયાથી અને સઘળાંઓ માટેની માયાથી ખીલે છે. ઉંચી જાતની મનને લગતી પ્રેરણા આત્માના ઉંડાણમાં ફેંકવામાં આવતી નજર છે, આટલા માટે તેની ખાસ્યત જ્ઞાન નહીં પણ પ્યાર છે. જે કાંઈ જ્ઞાન છે તેનાં ખોખાં સાથે નહિ પણ તેનાં બાતેનનાં હોશ સાથે પ્યારથી એક થઇ જવું તે ખરું જ્ઞાન છે. ડહાપણની આ અંતરપ્રેરણા—આત્માનુ આ પોતાને પીછાણનારૂં સ્વરૂપ—જે કેટલીકવાર કાઇસ્ટના હોશ તરીકે ઓળખાય છે તે છઠી ઉપ-પ્રજાનો મુખ્ય ગુણ થઇ પડશે. જો કે તે સંપૂર્ણ રીતે તો ભવિષ્યની ભાઇબંધી ધરાવનારી છઠી મૂળ-પ્રજામાં ખીલી નીકળશે. તે ઉપ-પ્રજા પાંચમી ઉપ-પ્રજાનો તિક્ષણ વીવેક બુધ્ધીનો ખાસ ગુણ અને ચોથી ઉપ-પ્રજા તરફથી ખાસ વારસા તરીકે મળેલી તિક્ષણ લાગણી, કવિતા અને હુન્નરમંદીની શકિત પણ ધરાવશે. આ રીતે નવી ઉપ-પ્રજામાં લગાર જુદાંજ ધોરણે પણ અજબ જેવી મનની ખીલવણીની વકી રાખવામાં આવે છે.

ઉતરતાં અથવા તકરારી મનનો ખાસ ગુણ જે પાંચમી ઉપ-પ્રજામાં ખીલેલો છે તે (વિવેક) ખરૂં ખોટું ઓળખવાની શકિતનો છે. તે બે ચીજો વચ્ચેનો તફાવત ઓળખી શકે છે. અને તેટલા માટે તે પહેલાં આવી મતફેરી શોધતાં શીખે છે. આ ઉપ-પ્રજાના લોકો જયારે કોઇ બીજી પ્રજાના શખ્સને યા તો કાંઇ ખ્યાલ જે તેઓ માટે નવો હોય તેને મળવા પામે તો તેઓની દલીલો વચ્ચેની મતફેરી પહેલાં પકડી લેવાની ખાસ્યત ધરાવે છે. તેઓની ખીલવણીની રીત આવી રીતની હોય છે, અને તે ઉપ-પ્રજા આ પ્રમાણે પૃથક્કરણ કરવાનાં કામમાં ફતેહમંદીથી આગળ વધેલી હોય છે, અને ઘણું કરીને તેઓની શોધખોળો ખ્યાલમાં નહિ આવી શકે એવા ઝીણી ચીજોનાં પૃથક્કરણથી થયલી હોય છે.

છઠી ઉપ-પ્રજાનું કામ પૃથક્કરણ કરતાં એકીકરણનું વધારે રહેશે. તેઓ જુદી જુદી ચીજો વચ્ચેનો તફાવત જોવાને બદલે તેમનું મળતાપણું તપાસશે, અને તે મળતાપણાથી તેઓ કેવી રીતે એક થઇ શકે તેની યોજનામાં રહેશે.

છઠી ઉપ-પ્રજાના ખાસ ગુણદોષો શું થશે તે ચોકકસ રીતે આપણે ભાગ્યેજ કહી શકીએ; છતાં તેઓ ખચિતજ મજબુત ઇચ્છા શકિત, અતીઘણી બુદ્ધિની ખીલવણી અને ઝટ સમજી જાય એવી શકિત તો ધરાવશેજ. આ લોકો વળી અતીઘણા તિક્ષણ લાગણી ધરાવનારા થશે, અને ચોકકસ કેટલીક રૂહાની શકિતઓ ધરાવશે, અને આજે આપણે જેને ગેબી નજર અને ગેબી સાંભળવાની શકિત કહીએ છીએ તે તેઓમાં સાધારણ થઇ પડશે.

આગળ જણાવ્યું છે તેમ, તે ઉપ-પ્રજા એવી શકિત ખીલવશે જેને બર્ગસન અંતરપ્રેરણા તરીકે ઓળખાવે છે, અને તે સંપૂર્ણ રીતે છઠી મૂળ પ્રજામાં પ્રગટી નીકળશે-કે જેને વધુ સારી રીતે જાતી ભાન તરીકે સઘળામાં વસી રહેલી એકજ જીંદગીનું ભાન-યાને એકતાઇનું ભાન કહી શકાય. તેટલા માટે સંસારમાં, રાજદ્વારમાં, ધંધા અને ઉદ્યોગમાં તેમજ પ્રજાઓ વચ્ચેના સંબંધમાં તેને વહેવારમાં મુકવી એ છઠી ઉપ-પ્રજાનું કામ થઈ પડશે. આ પ્રમાણે તેઓનું કાર્ય આગલા જમાનાના શિક્ષણ મુજબ એકતા, સુલેહ અને ભાઇબંધીના ધોરણ ઉપર ચાલશે, અને જે શિક્ષણ આવનાર ગુરૂ તરફથી ફરીથી આપવામાં આવશે, અને હમણા જેમ એક ધર્મમાં ભાઇબંધી રહે છે તેમ નહિ, પણ વધારે બહોળા પાયા પરની સઘળી પ્રજાની ભાઇબંધી સ્થાપશે. હાલમાં બનાવટી નડતરોથી દરેક પ્રજાઓ વચ્ચે જે જુદાપણું છે તે માત્ર ખરેખરી સઘળી પ્રજાઓ વચ્ચેની ભાઇબંધીથી દુર થશે અને તેમજ સઘળી એક બીજામાં ગુંથાઇ જશે. તેટલા માટે જગદગુરૂના ઉપદેશમા એકજ સુર ખુલ્લી રીતે અને જોશથી વાગશે કે સઘળા ધર્મો એકજ મુકામ તરફ લઇ જાય છે. અને ધર્મોની એકતાનો પ્રકાશ પ્રજાઓની ભાઇબંધીમાં આવવોજ જોઇએ.

**સવાલ**—ત્યારે આ વાર જ્યારે જગદગુરૂ આપણી દુન્યામાં પધારશે ત્યારે શું આપણને નવો ધર્મ નહિ શીખવશે?

**જવાબ**—ધર્મનો અર્ક તે ખોદા કે જે હંમેશગીની જીંદગી છે, તેને વિષેનું જ્ઞાન છે, અને દરેક ધર્મ ગીનોઇ જીંદગીના એક નવા જુસ્સાનો આત્મીક અવાજ છે. એક નવો ધર્મ આપનાર એક મીનોઇ ગુરૂના ચેલાઓ પોતાના ગુરૂ કરતાં ઓછું જાણે છે, જ્યારે તે ચેલાઓના ચેલાઓ તેથી પણ ઓછું જાણે છે, તેથી કરીને વખતના વહેવા સાથ અસલ શિક્ષણ ભુલી જવાય છે યા તો ફેરવાઈ જાય છે. આ પ્રમાણે જો કે દરેક ધર્મ પોતાના ઉત્સાહમાંના ચોક્કસ પ્રમાણમાં મીનોઇ જુસ્સા સાથે શરૂ થાય છે તોપણ તે જુસ્સો વખતના વહેવા સાથ નરમ પડી જાય છે, તેવી વખતે જીંદગીના એક તાજા મોજાનો પ્રવાહ જરૂરનો થઇ પડે છે.

પણ જે જમાનામાં આવા પ્રવાહની જરૂર પડે છે તે જમાનામાં દુન્યાના સંજોગો જેવા હોય છે, તેને અનુસરતું રૂપ તે પ્રવાહ લે છે. એક બુઢાં અને નબળાં ખાકી શરીરમાં જીંદગીનો ગમે તેટલો પ્રવાહ રેડવાથી તે પાછું જુવાન થઇ શકતું નથી, તેવીજ રીતે ધર્મના અને બીજી કોઇ પણ રચનાના બાબમાં બને છે.

આગળ જણાવ્યું તેમ સઘળા ધર્મો એકજ મીનોઇ સચાઇઓ શીખવે છે, અને જેને ઉંચા પ્રકારની નુકતેચીની કહેવામાં આવે છે, તેનું તેમજ ધર્મોના મુકાબલારૂપી અભ્યાસનું પરીણામ એ છે કે બારીક વિગતોમાં પણ ખ્રિસ્તી ધર્મ બીજા ધર્મોને ઘણો મળતો છે. સઘળા ધર્મો એકજ સરખી અમર મીનોઇ સચાઇઓ ધરાવે છે એટલુંજ નહિ પણ એકસરખા જાણવા જોગ ચિન્હોનો ઉપ્યોગ કરે છે. માણસની ખોદા માટેની શોધ એ ધર્મનો ખરો અર્થ છે. ક્રિયા કર્મો તો માણસોએ બનાવ્યાં છે, અને તેઓ તે ફરી ફરી બનાવશે. મંદીરો માણસોએ બાંધ્યાં છે. અને જો તેઓનો નાશ થાય તો તેઓ તે ફરીથી બાંધશે. ધર્મ પુસ્તકો પણ પયંગબરના અંતરમાં રહેલા ઇશ્વરી અશાની બશારતથી માણસોઇ હાથે લખાયલાં હતાં, અને જો તે સઘળાં દુન્યામાંથી નાબુદ થાય તોપણ જે શકિતએ તે લખ્યાં હતાં તે એકવાર ફરીથી તેઓને લખશે.

તેથી જેને આપણે નવો ધર્મ કહીએ છીએ તેમાં શિક્ષણો તો તેજ છે અને નવું જે છે તે ફકત રચના છે; પણ માણસ જાત ધારા પ્રમાણે ચીજોને ફકત તેઓના સ્વરૂપો (રચનાથીજ) ઓળખે છે, અને ધર્મના એક નવાં સ્વરૂપને ઘણું કરીને એક નવા ધર્મ તરીકે સ્વિકારવામાં

આવે છે. તેથી સર્વોત્તમ ગુરૂ જે કાંઈ કરશે તે એટલુંજ કે આગલી સચાઇઓને નવા લેબાસમાં મુકીને મીનોઇ બળના તાજા મોજાનો જોશ ફકત રેડશે, જે આજની સુધરેલી તમામ જગત સ્વિકારશે.

**સવાલ**—પણ જો આવનાર જગદગુરૂ તમામ દુન્યાનો ધર્મ આપે છે, તો તેના મુખ્ય સિદ્ધાંતો શું હોવા જોઇએ?

**જવાબ**—દુન્યાને એક નવા ધર્મ કરતાં જુના શિક્ષણોને સજીવન રાખવાને એક નવા જુસ્સાની વધારે જરૂર હોવાથી આપણે જે ધર્મ હાલ ધરાવ્યે છીએ તેને બદલે નવો ધર્મ સ્થાપવાને માટે તેઓ આવશે, પણ જે ધર્મો હૈયત છે, તે ધર્મોના મૂળ તત્વો પ્રમાણે જીંદગી દોરવવાને શિખવવાને આવશે. તેવણુ જમાનાની ફેરવાતી જરૂરયાનો માટે હમેશગીની સચાઇઓને ફરીથી બંધએસ્તી બનાવશે, અને તેમનું શિક્ષણ માણુસની એકતાના સિદ્ધાંત સાથનું માણુસમાં વસી રહેલા ઇશ્વરી અંશની અસલ સચાઇઓ ઉપર રચાયલું રહેશે. એકજ સચાઇનાં આ બે પાસાં છે-એક ઇશ્વરી, એક માણુસાઇ-કે જે હમેશ માટે જોડાયલાં છે.

ત્યારપછી બીજો મોટો ઉપદેશ આપશે કે ફરેસ્તાઓ અને ઇન્સાનોનો એકજ ગુરૂ છે-એકજ બળવાન ગુરૂ-કે જે માણુસ આગળ ખોદાનું જ્ઞાન પ્રગટ કરે છે, તેમજ ખોદા આગળ માણુસને રજુ કરે છે. અને જો કે ઇન્સાનના દીલમાં વ્હાલા અને મોટા થઇ પડેલા ઘણા પવિત્ર પયગંબરો છે, છતાં તેઓ સઘળાંની ઉપર-જેવી રીતે તારાઓમાં સૂર્ય પ્રકાશી રહે છે તેવી રીતે-ગુરૂઓના ગુરૂ દરેક ધર્મના સ્થાપનાર, દરેક પયગંબરોને બશારત કરનાર એક મહાન જગદગુરૂ છે.

ત્યારપછી જેઓ તેમને ગુરૂ તરીકે ગણે છે, અને જેઓ પોતે ગુરૂઓ, રાહબરો કે સંતો તરીકે જણાયલા છે, અને જેઓ ઘણીક પ્રજાઓમાં પયગંબરો તરીકે માન પામે છે, તેઓના મહાન મંડળનો આપણે સ્વિકાર કરવાનો છે. તેઓ તેમના ચેલાઓ કે પેગામચીઓ છે કે જેઓ તેમના શિક્ષણને ઘણી પ્રજાઓમાં ફેલાવે છે.

ઉપર જણાવેલા ત્રણ ઉપદેશો પછી બીજો એક મહાન ઉપદેશ **પવિત્રાઇના માર્ગ** માટેનો આવશે કે જે ખોદા સાથના જોડાણ તરફ દોરવી લઈ જશે. માણુસની સંપુર્ણતાનો તે માર્ગ સઘળા ધર્મોમાં સ્વિકારાયલો છે, અને તેના મુખ્ય નિયમો એક સરખા શબ્દોમાં રજુ થયલા

છે. રોમન-કેથોલીક શિક્ષણમાં તેને ત્રણ ભાગમાં વહેંચી નાંખવામાં આવ્યો છે. ૧. પવિત્ર થવાનો માર્ગ. ૨. રોશનીનો માર્ગ. ૩. ઇશ્વર સાથની એકતાઇનો માર્ગ. મુસલમાનોમાં ઇસ્લામનાં ભેદી સુફી શિક્ષણોમાં તે માર્ગ રાહે હકીકાને નામે ઓળખાયલો છે. હિંદુ અને બુધ્ધ ધર્મમાં તે બે ભાગમાં વહેંચાયલો છે, અને તેના વળી પાછા પેટા વિભાગો થયા છે, હિંદુ અને બુધ્ધિસ્તોનો ચેલાનો માર્ગ કે જેમાં ચોક્સ સદ્દગુણો ખીલવવના હોય છે, તે ખ્રિસ્તીઓનાં પવિત્રાઇના માર્ગને મળતો છે. આના સંબંધમાં જયારે ખ્રિસ્તીઓ પવિત્રાઇના નિષ્ક્રિય કામ ઉપર ભાર મુકે છે, ત્યારે પુર્વના લોકો ઉંચા સદ્દગુણોની પ્રાપ્તિ ઉપર ભાર મુકે છે. હિંદુઓ અને બુધ્ધ ધર્મ પ્રમાણે એ માર્ગનો બીજો ભાગ જે પવિત્રાઇના માર્ગને નામે ઓળખાય છે, તેના ચાર ભાગ કરવામાં આવ્યા છે, જેમાંના પહેલા બે રોશનીના માર્ગને મળતા છે, અને પાછલા બે ખ્રિસ્તીઓના ખોદા સાથની એકતાઇને મળતા છે. આ ચારમાંના દરેક તબક્કા ઉપર માણસનું ભાન વધારે ને વધારે ખીલતું જાય છે, અને તેમાં દાખલ થવા માટે ખાસ દિક્ષાઓ હોય છે. છેલ્લા તબકકાની આખરે મહાત્મા પદ અથવા મુક્તિ આવે છે. જગદ્ગુરૂ ફરીથી તે રસ્તો જાહેર કરશે, જેથી અગાઉની માફક માણસો તેમાં દાખલ થઈ શકે. અને જોકે ખરૂં છે કે "ખોદા સાથનાં જોડાણ તરફ લઈ જનાર રસ્તો, અને તે રસ્તા ઉપર દાખલ થવાનો દરવાજો સાંકડો છે," અને "તે રસ્તા ઉપર દાખલ થવા અગાઉ માણસે પોતાનાં આકાશી શરીરનો નાશ કરવો જોઇએ, અને પોતાના માનસિક શરીરને ચોખું કરવું જોઇએ અને પોતાના અંતઃકરણને પવિત્ર કરવું જોઇએ," તોપણ પુરાતન જમાનાની માફક આજે પણ એવા માણસો છે કે જેઓ એ માર્ગ ઉપર ચાલવાને તૈયાર અને રાજી છે.

જગદ્ગુરૂ ધર્મના સંબંધમાં જે કાયમની સચાઇઓ જાહેર કરશે, તેમાંની આ મુખ્ય છે. પણ તેવણે પોતાની પધરામણી જાહેર કરવા માટે અને તે સંબંધી સમજ આપવા માટે થીઓસોફીકલ સોસાયટીના પ્રમુખ મીસીસ એની બીઝેંટને પસંદ કીધાં છે. અને તેવણે આ પસંદગી એટલા માટે કીધી છે કે જે શિક્ષણ આપવાને તેઓ પધારનાર છે, તે શિક્ષણ આ મહાન અને અજાયબ જેવાં બાનુએ ગ્રહણ કરી લીધું છે, અને જેનો થીઓસોફીના નામ હેઠળ દુન્યામાં સઘળે ઠેકાણે હઝારો માણસો અભ્યાસ કરે છે.

આપણે જોઇએ છીએ કે દુન્યાનાં જુદા જુદા ધર્મો એક મહાન માનોઇ સચ્ચાઇનાં સાદી સમજ શક્તિના સ્વરૂપો છે, અને સચ્ચાઇનાં તે જુદા જુદા સ્વરૂપો સમજવાને આપણે દરેક ધર્મમાંથી તેનો ખાસ ગુણ ઉપાડી લેવો જોઇએ. આ પ્રમાણે આપણે હિંદુ ધર્મમાંથી ખોદા સઘળે વ્યાપી રહેલો છે, અને માણસ માત્ર સંગીન ગાંઠથી જોડાયલાં છે એ સિદ્ધાંત લેવાનું છે; મીસર દેશ તરફથી સાયન્સ મળ્યું છે, જે ધર્મનો એક ભાગ છે, અને જે ધર્મની વિરૂદ્ધ નથી. ઇરાન દેશમાંથી પવિત્રાઇ, ગ્રીસ તરફથી ખુબસુરતી, રોમ દેશ તરફથી કાયદો; યાહુદી ધર્મમાંથી સચાઈ, બુદ્ધ ધર્મમાંથી જ્ઞાન; ખ્રિસ્તી ધર્મમાંથી જાની-ભોગ, અને ઇસ્લામી ધર્મ તરફથી ખોદાની મરજી તરફની સંપુર્ણ તાબેદારી એ સિદ્ધાંતો મળે છે. જગદ્‌ગુરૂ સઘળા ધર્મોના આ જુદા જુદા સિદ્ધાંતોમાંથી પોતાનું શિક્ષણ રજુ કરશે, અને તેઓ સઘળાંને એકમાં ફેરવી નાંખશે. તેઓ નામવર સંસાર વહેવારનાં તેમજ દુન્યાદારીને લગતાં કામ કાજોમાં બીનસ્વાર્થિ મહોબત પર રચાયલું ભાઇબંધી અને સહકારનું નવુ સિદ્ધાંત દાખલ કરશે. માયાળુપણું સત્તાનું ચિન્હ ગણાશે; મહોબત, દીલસોજી, બીજાઓની જરૂરયાત સમજી જવાનો ગુણ એ આ નવા ચિન્હનું ઉપ-ચિન્હ થશે. તે નામવર ફરીથી ક્રાઇસ્ટનાં વૃતાંતનો ઉપદેશ આપશે કે જ્યારે તેવણ પેલેસ્ટાઇનમાં આવ્યા હતા, ત્યારે હમેશાં પોતાની પ્રજાને એવો ઉપદેશ આપતા હતા, કે ખોદા એ મહોબતનીજ એક શકિત છે, અને તેથી આપણે આપણા ભાઇબંધો તરફ મહોબત દેખાડીને તેની તરફની મહોબત પુરવાર કરી આપવાની છે. ફરી અને ફરીથી તેવણે બોધ આપ્યો હતો કે: “ આ નવું ફરમાન હું તમોને ફરમાવું છું કે તમો એક બીજાને ચાહજો. ”

એકતા અને એકમળતાપણું એ બંન્ને જુદાં છે. જીંદગી એકજ છે પણ દુન્યાનો ભપકો તહરેવાર જુદાં જુદાં સ્વરૂપો હપરે આધાર રાખે છે. ધર્મની ખુબસુરતી અને મોટાઇ એકમળતાપણામાં નહિ પણ જુદાંપણાંમાં સમાયલી છે. અને જગદ્‌ગુરૂ ધર્મો વચેનો મતભેદ કાઢી નાખશે નહિ, પણ તેઓ સઘળાને એક કરી નાંખશે. જ્યારે છેલ્લી વાર આ દુન્યામાં તેવણ પધાર્યા હતા ત્યારે તેવણ મક્કમ અને ખુલ્લી રીતે બોલ્યા હતા કે: “ મારી પાસે બીજાં ઘેટાં છે, જે આ ટોળાને લગતાં નથી, છતાં મારે તેઓને અંહી લાવવાં જોઇએ, કે જેથી તેઓ મારો અવાજ સાંભળી શકે, અને પછી એકજ ટોળામાં અને એકજ ભરવાડના હાથમાં રહે ! ”

વળી આપણે હિંદુઓના ધમ પુસ્તક ભગવદ ગીતામાં વાંચ્યે છીએ કેઃ " માણુસ જાત ઘણે રસ્તેથી મારી નજદીક આવે છે, અને જે પણ રસ્તેથી તે શખ્સ મારી આગળ આવે છે, તે મને આવકારદાયક છે, કારણ સઘળા રસ્તા મારાજ બનાવેલા છે." આ એક મહાન સચાઇ છે. ખોદા મધ્યબીંદુ છે, અને સઘળા ધર્મો તેની આસપાસનો ઘેરાવો છે. અને જેવી રીતે સઘળી રેખાઓ મધ્યબીંદુ તરફ જાય છે, તેવી રીતે સઘળા ધર્મો ખોદા તરફ છેવટે દોરવે છે. જે જોઇએ છે તે એટલુંજ કે આપણુ દરેક માણુસે આપણા પોતાના ધર્મમાં વધુ ઉંડાણુમાં અને મીનોઇ બાબદોમાં ઉતરવું જોઇએ અને તે મહાન ગુરૂ કે જેવણ તમામ દુન્યાના સઘળા ધર્મોના વડા છે તેવણના શિક્ષણોમાંથી પોતાને શું ફાયદો થાય છે તે શોધી કાઢવું જોઇએ. તેવણ સઘળાને ચાહે છે અને આશીશ આપે છે, અને જયારે આ દુનીયામાં પધારશે ત્યારે સઘળાને એક કરી નાંખશે.

પણ જગદગુરૂનું મહાન કાર્ય માણુસોની ખાસ્યતને મીનોઇ તબક્કા પર લાવવાનું છે, અને તે કામ એકલું ધર્મની રીતેજ થઈ શકતું નથી, પણ બની શકતી ઘણીક રીતે કરવાનું છે. દુન્યાને એક નવોજ ખ્યાલ,, એક નવીજ જીંદગી, માણુસાઇપણુ માટે એક નવીજ સમજ આપવાની જરૂર રહે છે. તેઓને સચાઇ અને હંમેશગીના સુખ માટે નવીજ ચશ્મો આપવાની છે. તેઓની લાગણીઓને વધુ સુધારવા, તેઓને વધુ ભકિતભાવવાળા, વધુ હુન્નરમંદ, વધુ ફીલસુફી ભર્યા અને વધુ ભાઇબંધી કરનારા બનાવવાની જરૂર રહે છે. આ પ્રમાણે તેઓનામાં ઇશ્વરી અંશ ખીલવીને-જે કામ માટે આ દુન્યામાં આવ્યા હોય તે કામ પાર પાડે છે. કારણ કે ઇશ્વરનાં નુરમાં આમેજ થયા સિવાય માણુસની બીજી છેવટની નેમ કોઇ નથી.

**સવાલ**—ત્યારે જગદગુરૂ ધર્મ ઉપરાંત બીજું આપણુને શું આપશે?

**જવાબ**--જગદગુરૂ ઘણું કરીને ફીલસુફી, હુન્નર, અને સાંયન્સને લગતું જ્ઞાન આપશે.

ફીલસુફી એ જીંદગીના સઘળા મહાન ગુંચવાડાનો અકકલ પસંદ જવાબ છે. જે ફીલસુફી જગદગુરૂ ઘણુંકરીને આપશે, તે ઉંચી જાતના આદર્શોથી ભરપુર રહેશે. કારણ કે તેમાં આત્માને સઘળાના મૂળ

તરીકે ગણવામાં આવશે, અને ખોદાની સર્વત્ર વ્યાપી રહેલી જીંદગીને સઘળાના પાયા તરીકે લેખવામાં આવશે. તેમાં જગતને ઇશ્વરી વિચારના પ્રગટ સ્વરૂપ તરીકે સમજાવવામાં આવશે. બુરાઇ એક જુદી ચીજ નહિ પણ માત્ર સંપુર્ણતાની ગેરહાજરી તરીકે સમજાવામાં આવશે. માણસ ખોદાના સ્વરૂપ તરીકે ગણાશે. ગુનાહનું મૂળ અજ્ઞાનપણાને લીધે એક સારો રસ્તો છોડીને કુદરતના કાયદાનો ભંગ કરવામાં રહેલું ગણાશે. અને ખોદામાં પેદા કરનારી શકિત છે તેજ જગતમાં પેદા કરનારી શકિત તરીકે કામ કરે છે, એવા સમજ અપાશે. આવી રીતે તેમની ફીલસુફી માણસની એકતાનો વધતો જતો છાપ આપણી ઉપર પાડશે, અને તેના પરિણામમાં દરેક માણસ અને પ્રજા પોતપોતાની મહાન જવાબદારી સમજતાં થશે.

હુન્નરની અસરની અગત્યતા હાલની દુન્યાનાં માણસો સમજી શકતા નથી. ખુબસુરતી કાંઇ જીવ વગરની ચીજ નથી, તે તો કુદરતમાં ખોદાનું પ્રગટ થવું છે. ગ્રીસ દેશ તે બીના સમજી શકયો હતો, પણ તેના સિવાય બીજી કોઇ પણ પ્રજા હુન્નરની ઇશ્વરી ખુબી ભાગ્યેજ સમજતી હોય. જીંદગીમાં જે ખુબસુરત હોય તેને વખાણવાથી અને આપણામાં જે ખુબસુરત હોય તેને ખીલવવાથી આપણે તે મહાન સાહેબને વિષે કાંઇક સમજ મેળવી શકીએ, કે જેમનું પહેલું કામ નવા જગદ્દગુરૂ તરીકે દુન્યાની જુદી જુદી પ્રજાઓમાંથી પોતાનાં માણસોને ચુંટી કાઢી તેમને ખુબસુરતીના સંદેશા સાથે ગ્રીસ મોકલવાનું હતું. અને તે રીતે મહાન પેરીકલીન જમાનાની શરૂઆત થઈ કે જ્યારે માણસોને હુન્નર, રાજ્યતંત્ર, ફીલસુફી, ગાયન અને ભકિત, સઘળામાં એકતાઇ જણાઇ. સારૂં સંગીત, સારી ચીત્રકળા અને સારૂ શીલ્પ શાસ્ત્ર એ પ્રજાની કેળવણીનાં સાધન બનાવવાં જોઇએ, અને દરેક ચીજમાં તેની પોતાની ખુબસુરતી હોવી જોઇએ. બચ્ચાંઓ માટેના ઓરડાઓ અને સ્કુલો સુંદર હોવાં જોઇએ. અને દરેક ઘરસંસારી ચીજ પણ તેવીજ હોવી જોઇએ. “માણસની જીંદગીના સઘળા ભાગો એક પુતલાનાં ભાગોની માફક ખુબસુરત હોવાં જોઇએ.”

અને જગદ્દગુરૂના શિક્ષણમાં ઘણું કરીને સાયન્સનો પણ સમાવેશ થશે, પણ તે સાયન્સ માત્ર ખાકી દુન્યાને લગતું રહેશે, પણ તેમાં પદાર્થને લગતો સઘળી દુન્યાનો સમાવેશ થશે, જેથી માણસ પોતે ધીમે ધીમે જગતનાં “બારીક મીનોઇ અને બારીક

બાકી કાયદાઓને અનુસરીને ચાલી શકે. એ બન્ને જાતના કાયદાઓનો સમુદાય શાંતી ઉત્પંન કરશે." બાકી આકાશી અને મનસીક ભુવનો કે જેમાં માણસનું પ્રગટીકરણ ચાલુ છે, તેને લગતી સુચાઇઓ અને શકિતઓનું અવલોકન કરવાનું કામ ભવિષ્યની સાયન્સ બજાવશે. કુદરતના માત્ર બાકીજ નહિ પણ લાગણીઓ અને મનના ભુવન સાથે સંબંધ ધરાવતા નીતીને લગતા અને મનસીક કાયદાઓનો અભ્યાસ પણ તેમાં સમાઇ જશે, જેથી બુરાં કામો અને બુરા વિચારો માણસની વૃદ્ધિના કાયદાઓની વિરૂદ્ધ છે એમ સમજવામાં આવશે. આ બાકી દુન્યાની માફકજ તે દુન્યાઓમાં કારણ અને પરિણામનો કાયદો કે જે પુર્વના દેશોમાં કર્મ અને કરણીના કાયદા તરીકે ઓળખાય છે તેની સ્થાપના કરશે. આ કાયદો હમેશા એકજ દુન્યામાં કે એકજ જીંદગીમાં અમલમાં આવતો નથી, પણ આપણે જે કામો કીધાં હોય તેનો બદલો કોઇબી દુન્યામાં, કોઇબી જીંદગીમાં ભોગવવાનો હોય છે. સાયન્સ ત્યારે સમજી શકશે કે જેને તે ઉંચ મન કહે છે, તેને ધર્મ રવાન કહે છે અને તેની શકિતના પ્રગટ થવાનો આધાર તેના હવાલામાં જે બાકી અને મીનોઇ સાધનો હોય છે તે ઉપર રહે છે. પછી સાયન્સ ધર્મને સાદી સમજમાં ઉતરે એવું રૂપ આપી શકશે અને પોતે મીનોઈ રૂપ ધારણ કરી શકશે. જેમ પીથેગોરસના ચેલા સેકસટસે કહ્યુ છે કેઃ "ઇશ્વરી ડાહપણ તેજ ખરૂં સાયન્સ છે."

**સવાલ**--પણ જો **મહાન ગુરૂ** દુન્યાનાં સઘળા ધર્મોને એક કરે છે, તો તેવણ આ સઘળા ધર્મો વચ્ચેના મતભેદો કેમ દુર કરશે, કે જે મતભેદથી તકરાર ઉભી થાય છે?

**જવાબ**—ખરૂં જોતાં, ધર્મ એ એક ચોકકસ ધર્મના લોકોને ખોદા તરફ પાછાં બાંધી લેવાને મુકરર કરવામાં આવ્યો નથી, પણ ખોદાની તમામ દુન્યાને તેની તરફ બાંધી લેવા માટે છે; અને જે માણસો ખરેખરા ધર્મી હોય તેઓએ બીનસ્વાર્થી બનીને તે સાહેબની સાથે તે મોક્ષ માટે બધાંએ સાથે મળીને કામ કરવું જોઇએ. ધર્મ માટેની સચાઇનો ખુલાસો મેળવવાને માટે, કુદરતે બક્ષેલી મહાન અકકલની કદર કરવાને બદલે અને બની શકે તેટલી ઉંચી રીતે તેને કામે લગાડવાને બદલે તે માટેની કાંઇબી કોશેશને અધર્મી માનીને અને ધર્મ સંબધી જે ફતવાઓ હોય તે ગોલીની માફક ગળી જવા જોઇએ એવી માન્યતા રાખીને જે માણસો સાધારણ રીતે શબ્દાર્થને વળગી રહે છે, તેઓજ હંમેશાં તકરાર કરે છે.

સઘળા ધર્મો એકજ મૂળમાંથી નીકળે છે, અને એકજ અમર ઝાડ—મીનોઇ જ્ઞાન—ની ડાળીઓ છે. ખરેખર તો દુન્યાના તમામ ધર્મોના માણસો એક બીજા સાથ કજીઓ ટંટો કરે એ ખરેખર તો પોતાને બાળક જેવાં પુરવાર કરે છે, જ્યારે તેઓએ તો ખરેખર માણસ જેવી સમજ શકિત ધરાવવી જોઇએ.

જગદ્‌ગુરૂ શું કરશે તે આપણે જાણતા નથી, આપણે તો ફકત ધીરજથી જોવાનું છે. પણ આપણે માની લેવું જોઇએ કે તે નામવર ધર્મોની એકતાઇનો પેગામ સંભળાવશે, અને સઘળાઓને આ ખાકી હાલતમાંથી મીનોઇ હાલતમાં કે જ્યાં સઘળાં માણસો એકજ છે ત્યાં લઇ જઇને ધર્મો વચ્ચેના મતભેદો દુર કરી નાંખશે. આપણે આગળ જોયું છે કે ધર્મોના અનુભવ વીષે સઘળા ગુપ્ત લખનારાઓની શાહદત એક સરખીજ છે, કારણ કે જ્યારે એક માણુસ ઈંદ્રીઓ અને તર્ક શકિતની હદ પસાર કરી જાય છે, ત્યારે તેને માટે મતફેરી જેવું કશું રહેતું નથી.

મહાન ગુરૂનું શિક્ષણ ફત્વા રૂપી નહિ પણ ગુપ્ત ભેદોથી ભરેલું હોવું જોઇએ. તર્ક બુધ્ધીથી મજબુત થયલી એક હકીકત કે જેમાં કોઇ સચાઇ સમાયલી હોય છે, અથવા જેને સચાઈ તરીકે માનવામાં આવે છે, અને જે પારકાની તરફથી સત્તાની રૂએ ઠસાવવામાં આવે છે, તે ફત્વો કહેવાય છે. ઘણું કરીને ધર્મ સંબધી ફત્વો આત્મીક નહિ પણ મનસીક છે. તે કોઇક પવિત્ર ધર્મ પુસ્તક યા કોઇ મોટા થઈ ગયલા પુરૂષની સત્તાથી ઉત્પંન થયલો હોવો જોઇએ. બીજા હાથ ઉપર ગુપ્ત જ્ઞાન એક મીનોઇ સચાઇનું અંતરનું ભાન છે, અને માણુસ તે કબુલ રાખે છે, કારણ કે પોતાના અંતરના મીનોઇ અંશની ગવાહીથી તેને ખરાં તરીકે જોઇ અને સમજી શકે છે. તે બહારના કોઇપણ ધર્મ સંબંધી સત્તાની પુઠે ચાલતો નથી; પણ માત્ર તે અંતરના ખોદાનીજ સત્તાને કબુલ રાખે છે. તે તે સચાઇ માટે તકરાર કરતો નથી, તે તે ગુપ્ત જ્ઞાનને મીનોઇ રોશનીમાં જુવે છે, કે જે તેનાં મનની તર્કશકિત કરતાં ચઢયાતું છે.

જ્યારે એક વિદ્યાર્થી એક પ્રયોગશાળામાં સાયન્સ શીખવા જાય છે ત્યારે તેને ફત્વારૂપી હકીકતોથી શીખવું પડે છે, પણ જે કાંઇ તે પહેલાં ફત્વારૂપે શીખે છે, તે પાછળથી તેના પોતાના અખતરાઓથી તે શોધી

કાઢે છે, અને ત્યારેજ તે તેને માટે જ્ઞાનરૂપી થઇ પડે છે. તેમજ ધર્મનાં સંબંધમાં પણ બને છે. જ્યારે જીવ બચપણમાં હોય ત્યારે તેની કેળવણી માટે ફત્વા જરૂરના છે, પણ પછી એક તબકકો એવો આવે છે, કે જે ફત્વાની જગ્યા જ્ઞાનથી પુરાવી જોઇએ.

એક ગુપ્ત જ્ઞાનીનું જ્ઞાન તે કાંઇ તેની ઉપર બહારની કોઇ સત્તા તરફથી ઠસાવવામાં આવતી સચાઇનો સ્વિકાર નથી. પણ તેના અંતરમાંથીજ ઉત્પંન થતું સચાઇને લગતું ભાન છે. આટલા માટે જગદ્દગુરૂનું શિક્ષણ કોઇ જાતનાં ફત્વા આપનારૂં નહિ, પણ આપણાં અંતરમાંથી જવાબ ઉત્પંન કરનારૂં અને આપણી મીનોઇ ખાસયતને ખીલવનાર થઇ પડશે કે જેથી કોઇ પણ સાચી હકીકત જોતાંને વાર માની લેવામાં આવશે. સચાઇને માટે કોઇપણ જાતની તકરાર કે દલીલોની જરૂર પડતી નથી. માણસના આત્મા સન્મુખ તેનો દેખાવ માત્ર પુરતો છે. અને માણસનો આત્મોજ માત્ર મીનોઇ સચાઇ સમજી શકે છે. જગદ્દગુરૂ માણસના મન કે અંતકરણને નહિ પણ માણસના આત્માને કહેશે--કે જે આત્મા બીજાંઓમાં રહેલા આત્માને અને ઇશ્વરમાં રહેલા સર્વાત્માને ઓળખે છે, જેથી બહારના ગમે એવા મતભેદ છતાં સઘળાઓ પોતાને એક બીજાના ભાઇબંધ જેવા સમજશે, અને અંતર જોડાણ વધારે મજબુત થશે, અને ખુદ મતભેદ આવી રચનાને સુંદરતા અને ખુબસુરતી આપશે. આ રીતે તે નામવરનો અવાજ દુન્યાને ઇશ્વર તરફ લઇ જશે, કારણ કે તેમના પોતામાંથી ઇશ્વરનો અંશ સ્પષ્ટ રીતે પ્રકાશશે.

**સવાલ**—પણ એક માણસ ઇશ્વરી બશારત પામેલા હોવા છતાં આખી દુન્યા ઉપર કેવી રીતે અસર કરી શકશે? એકલો એક માણસ ગમે તેવી ઇશ્વરી શકિત ધરાવવા છતાં આખી દુન્યાનાં દુખને કેમ દફે કરી શકશે?

**જવાબ**—છેલ્લીવાર જયારે તે નામવર પધાર્યા હતા, ત્યારે તેઓ એક નાના મુલકમાં આવ્યા હતા અને તેમનો પેગામ ફેલાવવા અગાઉ કેટલીક સદીઓ વહી ગઇ હતી. પણ જયારે આ વખતે તેવણ સાહેબ પધારશે ત્યારે જે મોટો ફેરફાર થશે, તે એ છે કે તેમને સાંભળવાને આખી દુન્યાને તૈયાર રહેલી તેવણ જોશે. દુન્યાને સાયન્સનાં જ્ઞાનથી તૈયાર રહેલી તેવણ જોશે. કારણ કે હાલના સાયન્સની અજાયબ જેવી

શોધોથી વખત અને જગ્યાનો બાધ નીકળી ગયો છે, અને આખી દુન્યા અગાઉ કદી નહિ થઇ હોય તેમ રેલ્વે, સ્ટીમરો, ટપાલ અને તાર ખાતાંથી એવી રીતે એકત્ર થઈ ગઇ છે, કે એક ખંડનું એક મોટા માણસે આપેલું અગત્યનું ભાષાણ રાત પડવા અગાઉ બીજા ખંડમાં વર્તમાનપત્ર મારફતે ગરીબમાં ગરીબ માણસ વાંચી શકે છે. પણ રેવરંડ જે. આર. કેમ્પબેલે એકવાર કહયું હતું તેમ જયાં સુધી અંગત સામેલ-ગીરીનો જોશ મળે નહિ ત્યાં સુધી ખ્યાલો નકામા છે. આટલા માટે હાલના જમાનાની સૌથી મોટી જરૂરયાત ખરી આગેવાનીની છે. આપણને એક એવા આગેવાનની જરૂર છે કે જે પુરતા જોશ અને મક્કમપણા સાથ એક સત્તા તરીકે બોલી શકે. જે ચોકકસપણા સાથે ઉંડાં જ્ઞાનથી અને બહોળી સમજ શકિત સાથે કામ કરી શકે અને કામ કરાવી શકે. જે માત્ર માનનો ન હોય પણ ખરેખરૂં જ્ઞાન ધરાવનો હોય. જે એવી રીતે બોલી શકે કે જેથી તમામ માણસ જાત તે અવાજ તરફ ખેંચાય. મી૦ ડબલ્યુ. વીલસનની દુઃખભરી હાર અને છેલ્લી મહાન લડાઇ પછી દુન્યામાં ઉભા થયલા મુસ્કેલ સવાલોના સંબંધમાં પશ્ચિમનાં રાજદ્વારી આગેવાનોની નાદારી માણસજાત કરતાં કોઇ વધારે ઉંચી શકિતની તાકીદની હાજરીની ખાસ જરૂર દર્શાવે છે.

**સવાલ**—છેલ્લી મોટી લડાઇનું કારણ શું હતું? અને તે નામવરના આવવાની અગાઉ તે શા માટે થઇ? જે હઝારો બીનસ્વાર્થી લોકો તે લડાઇમાં માર્યા ગયા તેમનું શું થયું?

**જવાબ**—એક નવો જમાનો, એક નવી પ્રજા, કે એક નવી ઉપ-પ્રજા જેવા દુન્યામાં થતા કોઇ મોટા ફેરફાર અગાઉ ભલી અને બુરી શકિતઓ વચ્ચે વારંવાર જે લડાઇઓ થાય છે તેમાંની છેલ્લી લડાઇ એક હતી. આવી લડાઈ પ્રગટીકરણના રસ્તા ઉપરના બે ફાંટા જેવી હોય છે, કે જયાં એક સુધારાએ ભલાં અને બુરાં વચેની પસંદગી કરી લઇને તે મુજબ ટકી રહેવાનું યા નાશ પામવાનું છે. કેટલીક શકિતઓ પ્રગટી-કરણની તરફેણમાં અને કેટલીક વિરૂધ્ધમાં કામ કરતી જણાય છે. અને જો કે બુરી શકિત થોડીવાર ફાવી જતી જણાય છે, તો પણ છેલ્લી ફત્તેહ હંમેશાં ભલી શકિતનેજ મળે છે. હિંદુ ધર્મમાં આ એકેકથી વીરૂધ્ધ શકિતઓને રામ અને રાવણ, જરથોસ્તી ધર્મમાં હોરમઝદ અને એહરેમન, યાહુદી અને ખ્રિસ્તી ધર્મ મુજબ ખોદા અને

શેતાન, ઇસ્લામી ધર્મ મુજબ અલ્લાહ અને ઇબ્લીસ કહેવામાં આવે છે. માણસ જાત આ શક્તિઓની અસરને આધીન છે. અને એક કે બીજી બાજુ તરફ ભાગ લેવામાં દોરવાઇ જાય છે, અને આ રીતે પ્રગટી કરણની ઇશ્વરી યોજનાને અજાણપણે અમલમાં મુકે છે એટલે બુરાંનો ઝડપથી નાશ કરીને દુન્યામાં જે ભલું આવતું હોય તેને માટે તૈયારી થાય.

છેલ્લી મોટી લડાઇની અગાઉ એવીજ જે મોટી લડાઈ થઇ હતી. તે લગભગ ૧૨૦૦૦ વર્ષ ઉપર એટલાન્ટીસમાં થઈ હતી. તે ખંડની વસ્તીનો મોટો ભાગ અતી ઘણો સ્વાર્થી અને હવસી હોવાને લીધે અને ખોટું કામ કરવાને અચકાય નહિ તેવા અને બોન જોખમદાર હોવાથી ખુલ્લી રીતે તેઓ બુરાઇની બાજુએ હતી, અને પોતાની બુરાઇથી તેઓ ફાવ્યા, એટલા માટે એક હઝાર વર્ષ પછી એટલે ઈ. સ. પૂ. ૯,૫૬૪માં તે ખંડ જેને પ્લેટો પૉસીડૉનીસના ટાપુ તરીકે ઓળખી ગયો છે, તેને એટલાન્ટીક મહાસાગર હેઠળ ડુબાડી દેવામાં આવ્યો છે. છ કરોડ પચાસ લાખ માણસો તે વખતે ચોવીસ કલાકમાં મરણ પામ્યા, અને તે ગંજાવર એટલાન્ટીઅન સુધારાનો સદંતર નાશ થયો, સિવાય કે તેનો જુજ ભાગ પીરૂ અને ચીન દેશમાં જળવાઈ રહ્યો.

છેલ્લી મોટી લડાઇમાં ભલા અને બુરાની શક્તિઓએ એકવાર ફરીથી આ ખાકી ભુવન ઉપર જડ રૂપ ધારણ કીધું, પણ આ વખતે લોકોના મોટા ભાગે ભલાની બાજુ પકડવાથી તેની ફત્તેહ થઇ છે. મહાન સપૂર્ણતાની નવી શક્તિ પોતાનું નેમેલું કામ બજાવે તે અગાઉ નાશવંત શક્તિઓ સદંતર વીખેરાઇ જવાની જરૂર છે. અટલા માટે આ ભયકર લડાઈ કે જેણે આખી દુન્યાને ધુજાવી તે માત્ર જગદ્દગુરૂ આવવા અગાઉ દુન્યાની તૈયારીનો એક ભાગ છે, અને તેમની પધરામણીના અચુક નીશાની છે. વળી એક શખ્સના હાથમાં રહેતી રાજ સત્તા કે જે પાંચમી ઉપ-પ્રજાનું ખાસ રાજય તંત્ર છે, પણ જેનું કામ હવે પુરૂં થઇ રહ્યું છે, તેનો નાશ થવાની જરૂર હતી, અને છુટાપણાની નેમ સાથનું વધારે ઉંચા પંક્તિનું રાજય તંત્ર નક્કી થવાનું હતું. અને સ્વતંત્ર રાજાઓના રાજયને ટુંક વખતમાં તોડી નાંખવાનો સૌથી સહેલ રસ્તો આવી મહાન લડાઇઓ હોય છે, તેથી હવે દુન્યામાં સઘળે ઠેકાણે નવા જમાનામાં છુટાપણું સાધારણ શબ્દ થઇ પડયો છે.

વળી જો કે લડાઇ એક ભયંકર ચીજ છે છતાં તેનાથી માણસોને અતી ઘણો ફાયદો થયો છે, કારણ કે તેણે હઝારો લોકોને સ્વાર્થમાંથી ઉંચી જાતના પરમાર્થ પર લાવી નાંખ્યાં છે, અને સાધારણ સંજોગોમાં કુદીબંધ જન્મોથી જેટલી ચઢતી હાલત ઉપર નહિ આવી શકે તેટલી ચઢતી સ્થિતિમાં એક સપાટે લાવી નાંખ્યા છે. સઘળી જાતની શકિતઓ—ખુદ ઘણી સ્વાર્થી શકિતઓને પણ મહાન ગેબી મંડળ તરફથી પ્રગટીકરણનાં જરૂરી કામને આગળ વધારવાને કામે લગાડવામાં આવે છે. ફાકધા નામનો કવી "થલાબા" નામની કવિતામાં જણાવે છે કે "પાપી માણસો પણ ખોદાની પવિત્ર મરજી ઉપર અજાણપણે અમલ કરે છે." છેલ્લી મહાન લડાઇએ સંસાર સેવાના આદર્શન ઘણી મજબુતી આપી છે. અને હરીફાઇભરી રસાકસીને બદલે સહકારનો જુસ્સો ચાલુ થયો છે. આ રીતે માણસ જાત વધારે ઉમદા અને સ્વચ્છ થવા પામે અને વધારે બહોળા વિચારો લેવાને તૈયાર થાય, અને આગળ કદી ન બન્યું હોય એટલી હદે પરમાર્થી થવાની કોશેશ કરે એવી સઘળી તૈયારીનાં કામ માટે છેલ્લી લડાઇ એક જરૂરી પગલાં જેવી હતી.

જો કે આ કહેવાતી મહાન લડાઇનો છેડો આવ્યો છે, છતાં તવંગરો અને ગરીબો વચે, મરદો અને ઓરતો વચે, ગોરા અને કાળા લોકો વચે લડાઇઓ ચાલુજ છે. નવો જમાનો શરૂ થાય તે અગાઉ દુન્યની મુંસીબતો કડવી અને સખ્ત છે ખરી, પણ લડાઇથી થાકેલી, ઘસાઇ ગયલી અને કંટાળેલી, અને પ્રજાઓમાંથી લડાઇનો જુસ્સો નાબુદ થવાથી સ્વચ્છ થયલી નવી ફેરવાયલી દુન્યામાં જગદગુરૂ પધારશે; આ અંધારી દુન્યામાં નવી રોશની અને નવી જીંદગી આપશે. માણસનું હોશ તિક્ષણ રીતે સચેત થાય એટલા માટે તમામ સુધારાને ઢીલવી નાંખવામાં આવે છે, કે જેથી જ્યારે શાંતીના તે સાહેબ સઘળા સુધારા અને સઘળા માણસોને ખરે રસ્તે દોરવવા આવશે ત્યારે સઘળાઓ સહકાર અને ભાઇબંધીનો તેમનો ઉપદેશ સાંભળશે, અને ત્યારે દુન્યામાં લડાઇ જેવું કશું રહેશે નહિ.

અમેરિકા અને ઓસ્ટ્રેલીઆમાં જન્મ પામનારી છઠી ઉપ–પ્રજાનાં બંધારણ માટે હઝારો જીવોની જરૂર છે, અને પુરતા વખત અને પુરતી સંખ્યામાં તેઓને ઉત્પન કરવાનેજ કદાચ આ મોટી લડાઇ થઈ હોય.

આ મહાન લડાઇમાં જેઓએ બહાદુરીભર્યો ભોગ આપ્યો છે, જેઓએ પોતાના પ્યાર અને સુખી વિચારોનો ત્યાગ કર્યો છે, તેઓનો

પોતાને માટે ઝળકતું ભવિષ્ય ખોલ્યું છે, અને ઝડપી નવા જન્મ માટે હક મેળવ્યો છે, અને તેઓ ભવિષ્યનો સુધારો કરવાને માટે અને જગદ્‌ગુરૂ જ્યારે પધારે ત્યારે તેવણને આવકાર આપવાને અને જોવાને નવી ઉપ–પ્રજાનાં શરીરમાં જન્મ લેશે.

**સવાલ**—જો લોકો ચમત્કાર જોશે, તો તેઓ ધ્યાન આપશે, ત્યારે શું તે મહાન ગુરૂ કાંઇ મોજેજા કરી દેખાડશે?

**જવાબ.**—જગદ્‌ગુરૂ આ વાર કાંઇબી મોજેજા કરી દેખાડશે કે કેમ તે આપણે કહી શકતા નથી, કારણકે શ્રી કૃષ્ણએ મોજેજા કીધા હતા અને ફરીથી ક્રાઇસ્ટ તરીકે કીધા હતા, પણ બુદ્ધ સાહેબે તેમ કશું કીધું ન હતું.

એક મહાત્મા થીઓસોફી તથા માગોઇ ડાહપણ માટે બોલતાં જણાવે છે કે:

"જેઓ મોજેજાથી દોરવાઈ જાય છે, તેઓ ઘણું કરીને માયાના કાબુમાં હોય છે, અને તેથી ફીલસુફી સમજવાને અને તેનો અભ્યાસ કરવાને અશક્ત અને નાલાયક હોય છે. આવા બનાવોમાં મોજેજા દેખાડવા એ શક્તિનો વ્યયજ માત્ર નહિ પણ ખાસ કરીને નુકસાનકારક હોય છે. કેટલાક બનાવોમાં તેથી વહેમને ઉત્તેજન મળે છે, અને કેટલાક બનાવોમાં વિરૂદ્ધતાનાં છુપાં મૂળને ખીલવાની તક મળે છે. બન્ને અંતિમ માર્ગો માણસજાતની ખરી વૃદ્ધિને નુકસાન કારક છે. મોજેજાથી થોડા વખત લોકો ખેંચાય, પણ તે કાંઇ માણસ જાતની વૃદ્ધિ માટેનું પગલું નથી."

મહાત્માઓ કાંઇ બાજીગરના ખેલો કરી દેખાડતા નથી, તેઓ માત્ર દુન્યાને નવી જીંદગી આપવાને આવે છે, અને લોકોની હલકી જીજ્ઞાસાને તૃપ્ત કરવાને તેઓ બંધાયલા નથી.

નિશાનીઓ, અજાયબીઓ અને મોજેજાઓ માટેની માંગણી એ માત્ર મનની વાસનાઓમાંથી, કામ-મનસમાંથી, હલકા મનમાંથી ઉત્પન્ન થાય છે. મનનાં જોર, ચંચળાઇ અને અસાધારણ ખીલવણી છતાં મનની વૃદ્ધિ માત્ર અરધીજ પુરી થાય છે. બાઇબલમાંની વાત વાંચતાં પેલા કેળવાયલા યાહુદીઓના અજ્ઞાનપણાથી આપણે અજબ થઇએ છીએ. મોજેજાઓ, 'શક્તિ સાથનું' શિક્ષણ અને સંપૂર્ણ વહેવાર દાખલા છતાં તે સઘળું પુરતું ન હતું, સઘળું બાજુએ કરવામાં આવ્યું, બલ્કે તે સઘળા મોજેજાઓથી ક્રાઇસ્ટ સાહેબની સામે નવા આક્ષેપો અને નિંદાઓ માટે

સાધન મળ્યું હતું, અને વધુ નિશાનીઓ માટે જુસ્સાભરી અને આગ્રહપૂર્વક માંગણીઓ ચાલુ રહી.

"પછી ચોક્કસ લખનારાઓ અને ફારીસીઓએ કહ્યું, 'સાહેબ તારી તરફથી અમો બીજી નીશાની જોવા માંગીયે છીએ' પણ તેણે તેઓને જવાબ દીધો: 'એક બુરી અને બદ ખસ્લત ઓલાદજ આવા નીશાન શોધે છે.'" —મેથ્યુ, ૧૨.

પણ આપણા પોતાના જમાનામાં ભુત-પ્રેતને લગતા મોજેજાની બાબદમાં કહેવાતાં કેળવાયલાં લોકો તરફથી તીરસ્કાર અને અપશબ્દો રૂપે એવાંજ અજ્ઞાનપણાંની નીશાનીઓ આપણે જોઇએ છીએ. આપણે એવા ઘણાકોને જોઇએ છીએ કે જેઓ પોતાના માનસીક અનુભવની હદમાં બંધબેસતા નહિ થાય એવા પુરાવા સાથે કાંઇક અનુભવ તેઓની પોતાની નજરે જોવા છતાં, તે માનવાને તેઓ ના પાડે છે. અને તે છતાં આવી માન્યતાની જરૂરીઆતમાંથી છટકી જવા માટે કોઇપણ જાતનું જુઠું અને કલ્પીત ઠગાઇવાળું અનુમાન જેટલા ભોળાપણાથી તેઓ માની લે છે, તે આપણને ઘણું અજબ કરે છે અગાઉ જયારે ખરા બનતા બનાવો અણગમતા હોય ત્યારે તે શયતાન અને બુરી શકિતઓથી થતા હતા એમ ધારવામાં આવતું હતું ત્યારે હવે હાલના વખતમાં તેવી અણગમતી હકીકતો હીસ્ટીરીઆ કે ઠગાઇથી થતી ધારવામાં આવે છે.

કાથરટ સાહેબના ઘણા મોજેજા છતાં લોકોએ તેમને માનવાને ના પાડી હતી, અને એવી નીશાનીઓ આપવાની તેમની મક્કમ ના પાડવાનું એક કારણ ડાઇવ્સ અને લેઝેરસની વાર્તાને છેડે આપવામાં આવ્યું છે.

"તેઓમાં મુસા અને બીજા પયગંબરો થઇ ગયા છે.........જો તેઓ મુસા અને બીજા પયગંબરોનું કહેવું નહિ સમજે તો ગુજર પામેલામાંથી જીવતો થઇને કોઈ તેઓને સમજાવશે તોપણ તેઓ સમજશે નહિ."—લ્યુક, ૯, ૨૯-૩૧.

જ્ઞાન માટે તલબગાર બનેલાં મનને મીનાઇ ગુરૂ માટેની જીજ્ઞાસા અને મોજેજાઓ જોવાની ખાહેશની જરૂર રહેતી નથી, અને આનો દાખલો બાઇબલમાં વર્ણવેલા હેરોડની વાર્તામાં બરોબર સમજાવ્યો છે.

"અને જ્યારે હેરોડે જીસસને જોયો ત્યારે તે અની ઘણો ખુશી થઇ ગયો, કારણ કે તે તેને લાંબા વખતનો જોવાને ખાહેશમંદ હતો કેમકે તેણે તેને વિષે ઘણીક વાતો સાંભળી હતી, અને તે તેની તરફથી કાંઇક મોજેજાઓ જોવાની ઉમેદ રાખતો હતો. પછી તેણે તેને ઘણીક બાબદોના સવાલો પુછયા પણ તેને

કશા જવાબ મળ્યા નહિ, અને હેરોડે પોતાના લશ્કરી આદમીઓ સાથે તેને તુચ્છકારી કાઢયો અને તેની મશ્કરી કરવા લાગ્યો.—લ્યુક, ૩૩, ૮-૧૧.

માત્ર મીનોઇ સચાઇનાં મૂળ તત્વો જાણીને તે ઉપર અમલ * વાથીજ યકીન ઉત્પન થાય છે, અને મોજેજાઓથી નહિ પણ "પવિત્ર અંતકરણ, ઉદાર મન અને સ્પષ્ટ મીનોઇ સમજશકિત" થીજ આપણે જગદ્ગુરૂને ઓળખી શકીશું.

**સવાલ**—જો જગદ્ગુરૂ ટુંક વખતમાં આ દુન્યામાં આવનાર હોય, તો હમણા તેવણ કયાં છે? અને આપણે તે સાહેબને કેમ શોધી શકીશું?

**જવાબ**—જગદ્ગુરૂ દુર ઉંચે આકાશમાં નથી, પણ માણુસાઇ સ્વરૂપમાં રહે છે કે જે સ્વરૂપ તેવણને જગદ્ગુરૂ તરીકેની પોતાની ફરજ વખતે હમેશાં ધારણ કરવું પડે છે. જ્યારે છેલ્લી વાર તેવણ આ દુન્યામાં પધાર્યા હતા, ત્યારે તેવણે જ્યારે જોયું કે જે લોકોને ઉપદેશ આપવા તેવણ પધાર્યા હતા. તેઓને તેમની વધુ જરૂર ન હતી, ત્યારે પોતાનાં કામ માટે થોડા વખત માટે તેવણે જે શરીર ધારણ કીધું હતું, તે શરીરને લોકો તરફથી કતલ થવા દીધું, અને "પોતાની મુકરર જગ્યાએ" તેવણ પાછા જતા રહ્યા, કે જ્યાં તેવણ પોતાના મીનોઇ પ્રકાશિત શરીરમાં આ દુન્યામાં ફરી એક વાર પધારવાનો વખત થાય ત્યાં સુધી રાહ જોતા થોભ્યા છે.

તેમનું મકાન હિમાલય પર્વતની હારમાંની એક ઉપરથી મોટાં હિંદી મેદાનો ઉપર નજર કરતું ઉભું છે, અને તેવણ હિમાલય પર્વતના દક્ષિણ તરફના ઢલાણ પર આવેલા પોતાના મોટા બગીચામાં એક ગંજાવર ઝાડ નીચે, દયા અને ડાહપણથી ભરપુર ચશ્મો સહિત પોતાના પગ હેઠળ આવેલા બહોળાં મેદાન ઉપર નજર નાંખતા અને એક વાર ફરીથી પોતાના જાહેર દેખાવના નજદીક આવતા વખતની રાહ જોતા હોય એવો ચિતાર આપણી નજર સન્મુખ આપણે ધરવો જોઇએ.

"તે નામવર જે દુન્યાએ અગાઉ તેવણનો તિરસ્કાર કીધો હતો અને કદાચ હજી પણ કરે, તે દુન્યાપર મહોબતવંત આંખોથી ટીકતા ઉભા છે; અને જ્યાં સુધી તે નામવરના પેગામચીઓ તેમની પધરામણી આ દુન્યામાં જાહેર કરે અને તેમની પધરામણી માટે પ્રજાઓને કાંઇક દરજ્જે તૈયાર કરે ત્યાં સુધી થોભશે. તેવણ ત્યાં થોભેલા છે, અને તેમની ખીદમતમાં દુન્યાના પાસબાનો હાજર છે."

આગલા જમાનામાં જે હિંદુસ્તાનમાં તેવણ સાહેબ વારંવાર પધાર્યા હતા, ત્યાં ટુંક મુદતમાં તેવણ પાછા આવશે. તેવણ પોતાના અખુટ

ડાહપણનાં તમામ મીઠાશ સાથે. પોતાની અતુલ્ય મહોબતની બેઅટકાવ શકિત સહિત જે દુન્યા તેવણનાં અંતરમાં વસી રહી છે તે દુન્યામાં પધારશે. અને માણસાઇ અવાજથીજ માણસાઇ કાનો પર મીનોઇ ડાહપણ અને અમર જીંદગીના સખુનો રેડશે.

પણ બીજા એવાબી રસ્તા છે કે જેનાથી આપણે તે નામવરને આકાશી સ્વરૂપમાં જોઇ શકીએ, જો કે જયારે તે સાહેબ આ દુન્યામાં પધારશે ત્યારે તો આપણે તેવણને તેવણનાં ખાકી સ્વરૂપમાંજ જોઇ શકીશું. તે સાહેબને આપણી આંખોએજ જોવાની જરૂર નથી, અને જો તે નામવર પોતાનાં ખુલ્લાં સ્વરૂપમાં આવીને પણ આપણી સન્મુખ હાજર થાય, તોપણ આપણે તેમની પુરેપુરી કદર કરી શકીએ નહિ, કારણ કે તે એક એવી મહાન શકિત છે કે જેમને ઓળખવાને આપણું મગજ શકિત કે અંતર પ્રેરણા તે હદે ખીલેલી નથીજ.

આપણે તે નામવરની ખુબસુરતી ખેતરમાંનાં દવનાં એક ટીપાંમાં તેમજ માણસ જાતનાં આંસુમાં જોઇ શકીશું. તેમનો અવાજ બીથોવન નામના એક નામીચા ગવૈયાનાં સુરમાં તેમજ એક ઠગાયલા માણસનાં દુઃખની ચીસમાં પણ સમજી શકીશું. તે નામવર ઇન્સાન્યતનો અર્ક હોવાથી પોતાની મહાન મોટાઇ અને ખુબસુરતીમ વીંટળાયલા હોવા છતાં માણસોથી અલગ નથી. જયાં પણ માણસો આફતમાં હોય છે, ત્યાં તેવણ સાહેબ તેઓના આફતમાં ભાગ લેતા તેઓની બાજુમાં ઉભા રહે છે, અને આપણે આફતમાં આવી પડેલાંઓ તરફ માયાભર્યા વિચારો, સખુનો કે કાર્યોથી તેઓને રાહત આપવાની જયારે કોશેશ કર્યે છીએ ત્યારે તેવણ આપણી બાજુએજ હોય છે. આપણા અંગત સંતોષથી જે ખુશાલી લાગે તેમાં નહિ, પણ તમામ માણસ જાતનાં સુખમાં આપણને જે ખુશાલી લાગે તેમાં તે નામવરની હાજરી છે. અને પરોપકારી કામોથી અને જાતી ભોગથી તેમજ ઇન્સાન્યતની દરેક હિલચાલ માટે મહેનત ઉઠાવવાની આપણી આતુરતા મારફતે અને દયાની મારફતે આપણે તે નામવરની હાજરીનું ભાન મેળવી શકીશું, કે જેવણ આગલા જમાનામાં મહાત્મા મૈત્રેય કહેવાતા હતા, કારણ તેવણ દયા અને મહોબતના સાહેબ છે.

**સવાલ**—જયારે તે નામવર પધારશે ત્યારે આપણી આ ખાકી દુન્યામાં તેમની હાજરીની અસર કેવી રાતની થશે?

જવાબ—તે સાહેબની ખાકી હાજરી દુન્યામાં લોકો પર કેટલી હદે અસર કરશે તે કોઇથી કહી શકશે નહિ. ફક્ત જેઓએ મીનોઈ અસરને લગતા સવાલનો અભ્યાસ કીધો છે તેઓનેજ તે નામવરની બળવાન હાજરીમાંથી મહોબ્બત અને જોરના પ્રવાહની ગંજાવર અસરનો, તેમના અવાજની સમજાવટભરી શકિતનો, તેમજ તમામ દુન્યા પર પથરાઇ જનારાં તેમનાં શિક્ષણને લગતી હકીકતનો, તથા ઘણુંકરીને દુન્યાના સઘળા મુલકોની તેમની વાગફરતી મુલાકાતોનો કાંઇક ખ્યાલ આવી શકશે.

એવું કહેવામાં આવે છે, કે જયારે તે નામવર પધારશે ત્યારે પવિત્ર માણસો તેમને મળવાને હવામાં ઉંચકાઇ જશે. પણ જેઓ પવિત્રાઇથી તૈયારી કરી રહ્યા હોય તેમનો હોશ ખીલવા વિષેનો આ માત્ર અલંકારીક ઇશારો છે એમ સમજવું સહેલ છે. તેઓ કાંઇ ખાસ કરીને રૂહાની તીવ્ર લાગણીનો અનુભવ મેળવે એમ સમજવાનું નથી, પણ તે નામવરના બળવાન વાઇબ્રેશનની અસરતળે તેઓ જાણે તેમની નજર મારફતે કાંઇક જોઇ શકશે, અને જીંદગી અને દુન્યાને જુદીજ રીતે જોવથી તે નામવર તરફથી મહોબ્બતનો જે બળવાન પ્રવાહ તેમની ઉપર રેડાશે, તે ઓ પોતાની આસપાસના સઘળાઓ ઉપર ફેલાવી શકશે.

જગદ્ગુરૂને ખાકી શરીરમાં આદમીઓ વચ્ચે એક આદમી તરીકે જોવાથી આપણને કેવું લાગશે તે જો સમજવું હોય તો એક કોઇભી જીવ કે જેને આપણે ચહાતાં અને માન આપતાં હોઇએ તેના આવવાથી આપણી દરરોજની સાધારણ જીંદગીમાં શું ફેરફાર થાય છે, અને આપણી ઉપર શું અસર થાય છે તેનો વિચાર કરો, પછી તે એક પીતા, મીત્ર યા એક ગુરૂ ગમે તે હોય. પણ તે માણસને આપણે ઘણાં વ્હાલથી ચહાતાં હોઇએ કે જેનો આપણા ઉપરનો કાબુ આપણી જીંદગીને ઉમદા બનાવવા તરફ દોરવતો હોય, જે જીવની સૌથી નજીવી ઇચ્છા પણ પાર પાડવાને આપણે ખુશીથી ગમે તેવી મુસ્કેલી ખમવાને, ગમે તેવી મુસીબતોની સામે થવાને તૈયાર થઇએ, જેને ખાતર સખ્ત મેહેનત કરવાને અને જીંદગીનાં જે સુખો ભોગવવાને આપણે તત્પર હોઇએ તેવાં અનેક સુખોનો ભોગ આપવાને આપણે રાજી હોઇએ. આવો એક જીવ આપણા સબંધમાં હોય તો આપણી જીંદગી એક આશિર્વાદ સમાન થઇ પડે છે. કારણકે જ્યારે દરરોજની જીંદગીની સખ્ત જરૂરીઆતોના સ્વાર્થોમાં મસ્ગુલ રહીને જીંદગીની કાયમની સચાઇ

ઓને આપણે નજરેથી દુર કર્યે છીએ ત્યારે આવા માનમાપ સંબંધ કરતાં બીજું કાંઇ આપણને વધારે રાહત આપનારૂં થઇ પડતુ નથી. આવી રાહત માત્ર ઘણાજ માન પામેલા અને આપણો ઉંડો પ્યાર ધરાવનાર કોઇ માણસની હાજરીથીજ આપણને મળે છે. આ લાગણી ધ્યાનમાં લઇને તેને હજારોગણી વધારો અને ત્યારેજ તમોને ખ્યાલ આવશે કે નજદીકમાં ભવિષ્યમાં તે ગુરૂઓના ગુરૂ સાથે અંગત સમાગમમા આવવાથી આપણને કેટલી રાહત મળવી જોઇએ. માણસોના સાથે એક ઇન્સાન તરીકે તે નામવરનાં આવી વસવાટા. એક ઇન્સાન તરીકે પણ અનહદ ડાહપણ અને અખુટ પ્યાર સાથે પ્યારભરી ચસ્મોથી આપણી ઉપરની તેમની નજરથી અચુક રીતે આપણી જીંદગી પવિત્ર અને મધુર થશે; તેમાં નવીજ મોજ ઉત્પન થશે. તેમાં નવોજ પ્રકાશ પડશે, જીંદગીનાં સઘળાં દુખો ખમવાનું સહેલ થશે, અને આખી દુન્યા જુદીજ જણાશે.

અમે માનીએ છીએ કે તેથી માણસો અને પ્રજાઓ વચ્ચેના પરસ્પરનાં સબંધમાં ઘણો મોટો ફેરફાર થશે. અમે આગળ જણાવ્યું છે કે એક માણસનાં અંતરમાં ક્રાઇસ્ટના જન્મથી (એટલે તેના સ્વાનની સંપૂર્ણતાથી) તે માણસનું તમામ ચારિત્ર બદલાઇ જાય છે, અને તે વખતથી વધતો જતો પરમાર્થ તેનો ખાસ ગુણ થઇ પડે છે. અલબત આપણે દુન્યામાં સાધારણ રીતે સ્વાર્થ ફેલાયલો જોઇએ છીએ અને સાધારણ સંજોગોમાં તે બાતેનના ખીલવણી લોકોની મોટી સંખ્યામાં બીજાં હજારો વર્ષોનાં પ્રગટીકરણ વગર થવા પામે એવી આપણે આશા રાખી શકીએ નાહ. પણ તે નામવરની દેખાતી ખાકી હાજરીથી આ સ્વાર્થી વળણ ઘણા મોટા પ્રમાણમ ફેરવાઈ જઇને એ મુદતને ટુંકી કરી નાખશે. એક સાધારણ માણસના સ્વભાવમાં વાઇબ્રેશન્સના ઘણા ચડ ઉતર તબકકાઓ હોય છે. છેલ્લી મહાન લડાઈ વખતે તદનજ સાધારણ માણસોને એક મોટી આફત વખતે એકાએક પહેલવાનીનાં ઘણા ઉંચા તબક્કા ઉપર આવેલા જોયાં છે, કે જેઓ દુસરી બીજી કોઇ વખતે દેખાડવાને તેમો દેખીતાં નાલાયક હતાં. આટલા માટે તદન બનવાજોગ છે કે તે નામવરની દબદબાભરી અસરનો બળવાન પ્રવાહ હજારો માણસોના મન ઉપર એવો છાપ પડે કે જેથી સાધારણ સંજોગોમાં જે કાંઇ આશા વગરનું અને અશક્ય લાગે તે તેમના હાજરીમા માત્ર બનવાજોગજ નહિ પણ ખરૂં સહેલી અને એવું થઈ જાય, [illegible]

માણુસો અને પ્રજાઓમાં પરમાર્થનો ગુણ ખીલી નીકળે, અને માણુસો અને પ્રજાઓમાં ભાઇબંધીની જરૂરયાત કબુલ રાખવામાં આવે

**સવાલ**—જગદ્‍ગુરૂ છેલ્લી વાર જ્યારે ક્રાઇસ્ટ તરીકે પધાર્યા હતા, ત્યારે જૅાન ધી બૅપ્ટીસ્ટ તેમની પધરામણીની ખબર આપવા અગાઉથી આવ્યો હતો. તેવી જાહેરાતની તે વખતે શું અગત્ય હતી? અને આ વખતે પણ શું ગમજ કરવામ આવે છે?

**જવાબ**—જ્યારે શ્રીકૃષ્ણ આવનાર હતા ત્યારે નારદ મુની અને બીજાઓએ કેટલાક વર્ષો અગાઉથી તેમની પધરામણીની ખબર આપી હતી. જેમ ક્રાઇસ્ટ સાહેબની પધરામણીની ખબર જોન ધી બેપ્ટીસ્ટે આપી હતી, તેમ શ્રી રામચંદ્રજીના આવવા અગાઉ ઘણાક મુનીઓએ તે વિષેની ખબર જાહેર કીધી હતી.

"આવા પયગંબરોનું કામ સહેલું કરવાને, તેઓનો માર્ગ સરળ કરવાને" આવી જાહેરાતની જરૂર છે, કે જેથી દુન્યા બને તરતી તેઓની પધરામણી માટે તૈયાર થાય અને તે વખતના સંજોગોમાં તે નામવરોનું કામ ઘુમાં વધુ ફત્તેહ મેળવવા પામે. જૅાન ધી બેપ્ટીસ્ટે જે ફરજ બજાવી હતી તે આ વખતે **પૂર્વના તારાનાં મંડળ** માથે આવી છે, કે જે મંડળ તે નામવરની પધરામણી દુન્યામાં જાહેર કરવાનું અને પ્રજાઓ હજુર તેમના પેગામચી તરીકેનું કામ બજાવે છે.

**સવાલ—પૂર્વના તારાનું મંડળ એ શું છે, અને તે કેવી રીતે** સ્થાપવામાં આવ્યું હતું?

**જવાબ**—થીઓસૉફીકલ સોસાયટીનાં પ્રમુખ મીસીસ ઍની બેઝંટ તરફથી જુસ્સાભર જાહેર કરવામાં આવતી મહાન જગદ્‍ગુરૂની પધરામણી વિષેની હકીકત જેઓ માનતા હોય તેઓને એક મંડળરૂપે એકત્ર થઇને, આ બનાવ માટેની જરૂરી તૈયારી અર્થે જેબી કામો અગત્યનાં ધારવામાં આવે તે બજાવવાની પોતાની ખુશી દેખાડવા માટેની તક આપવા મી૦ જી. એસ. એરૂનડેલે બનારસ ખાતે તા૦ ૧૧ મી જાનેવારી ૧૯૧૧ ને દીને "ઉગતા સૂર્યના મંડળ" ને નામે એક મંડળી સ્થાપી હતી.

તે દરમ્યાન, જેઓ દુરઅંદેશી ધરાવતા હતા, તેઓને આપણી આ બાકી દુન્યામાં ઘણો ગેરબંદોબસ્ત ચાલતો જણાયો, અને દુન્યાઇ ફાયદાઓ માટેના હદબહાર લોભથી આવી પડેલી ગરીબાઇ અને કંગાળયતને લીધે આગલા જમાનાના સુધારાની માફક આપણો હાલનો બળવાન સુધારો પણ તારાજ થતો જણાયો. ચાલુ જમાનાની નીશાનીઓ ઉપરથી અને છેલી મહાન લડાઇ ઉપરથી એક જમાનો પુરો થતો અને બીજો નવો જમાનો શરૂ થતો માનીને આ નવા જમાનાને સુખી કરવા અને એક નવો સુધારો ચાલુ કરવા મહાન જગદ્ગુરૂની પધરામણીની દાનાવો અને દુરઅંદેશી માણસો વકી રાખવા લાગ્યા, અને તે વકી બહોળા પ્રમાણમાં ફેલાવા લાગી. દુન્યામાં ફેલાયલી આ વકીના જવાબમાં ઉગતા સૂર્યનું મંડળ જે પહેલાં એક ખાનગી મંડળ હતું, તેની સ્થાપના થઇ, પણ પાછળથી તે મીસીસ બીઝેંટે પોતાના હવાલામાં લીધું અને જુલાઇ ૧૯૧૧ માં પૂર્વના તારાનાં મંડળનાં વધારે બંધબેસ્તાં નામ હેઠળ તેને જાહેર કીધું. અસલ નિયમોમાં કેટલાક ફેરફારો કરવામાં આવ્યા, પણ જે સૌથી મોટો અને જાણવાજોગ ફેરફાર થયો તે આ હતો કે, આ મંડળના રક્ષક તરીકે મીસીસ બીઝેંટ અને તેના વડા તરીકે મી૦ જે. ક્રિષ્ણામૂર્તિ (આલ્કીયોની)ની નેમણુક કરવામાં આવી. દુન્યાના સઘળા ભાગોની દરેક પ્રજામાં અને સઘળા મોટા ધર્મોમાં મરદો અને ઓરતો મળીને તેના સભાસદોની સંખ્યા જુન ૧૯૨૧ માં ૭૦,૦૦૦થી વધુ હતી.

આટલા માટે અમો જેઓ પૂર્વના તારક સંઘના સભાસદો છઇએ તેઓ એવું માનીએ છીએ કે દુન્યામાં હાલમાં એક બળવાન મીનોઇ પ્રવાહ વહેતો થયો છે; તેથી એક નવા જમાનાની શરૂઆત થાય છે; તે જમાનાને સુખી કરવા માટે એક ગુરૂ અને રાહબર વહેલા દેખાવ દેશે. હાલના વખતની નીશાનીઓ ઉપરથી જણાય છે કે તેમની પધરામણી ઘણે દુર નથી, અને તેમ માનીને અમારા હાથમાં જે વખત છે તેટલા વખતમાં તેમના ચેલાઓ તરીકે ઘટતી તૈયારી કરીને તેમને ઓળખવાને અને આવકાર આપવાને અને તેમની પધરામણી માટે દુન્યાને તૈયાર કરવાને અમો અમારાથી બનતું કરી શકીએ એટલા માટે એક મંડળ રૂપે જોડાયા છીએ કે જેથી જ્યારે તે નામવર જાહેર થાય ત્યારે તેમના માર્ગમાં બને એટલી ઓછી મુશ્કેલીઓ અને ઓછી વિરૂદ્ધતા રહે.

**સવાલ**—એ પૂર્વના તારાના મંડળનું શું કામ છે, અને તેના નિયમો શું છે?

જવાબ—એ મંડળની નેમ સઘળાં નવા વિચારોને આવકાર આપવાને અને ઉંચી નેમો મુજબની જીંદગી ગુજારવાને શરૂઆતની હિલચાલ કરવાની છે. "એવી ઉમેદ રાખવામાં આવે છે કે તેના સભાસદો આ બાકી દુન્યામાં તે નામવરના પ્રગટ થવા માટે જાહેર મતને કેળવવાને અને તેમને માટે આવકાર અને માનભર્યું વાતાવરણ ઉભું કરવાને કોશેશ કરે; અને ઉંચ ભુવનો ઉપર તે નામવરના ઉપયોગ માટે તૈયાર સેવાના સાધન થવાને તેઓ એકદીલીથી જોડાય."

એ મંડળની નેમો નીચલા નિયમોમાં સમાયલી છે:

૧. અમે એવું માનીએ છીએ કે જગતમાં એક મહાન ગુરૂ થોડા વખતમાં પધારશે અને તેઓ પધારે ત્યારે તેમને ઓળખવાને અમે યોગ્ય થઇએ તેવું જીવન હમણા ગાળવાની અમારી ઇચ્છા છે.

૨. તેટલા માટે અમે તેમને હમેશાં સ્મરણમાં રાખવા પ્રયત્ન કરીશું અને અમારા હમેશના વ્યવહારમાં જે કાર્ય કરવાનું હશે તે અમારાથી બની શકે તે પ્રમાણમાં અમે તેમના નામથી કરીશું.

૩. અમારી હમેશની ફરજોમાં આડે નહિ આવે તેવી રીતે, દિવસોનો અમુક ભાગ તેમના આગમનની તૈયારી કરવામાં સહાય કરવા માટે કોઈ ચોકસ કાર્યમાં અમે રોકીશું.

૪. ભક્તિ, દ્રઢતા અને નમ્રતાને અમે અમારાં વ્યવહારિક જીવનમાં મુખ્ય લક્ષણો બનાવીશું.

૫. તેમના નામથી અને તેમના અર્થે જે કાર્ય કરવા અમે પ્રયત્ન કરીએ છીએ તેમાં આશીર્વાદ મળે તેટલા માટે અમે સાંજ સવાર થોડોક વખત પ્રયત્ન કરીશું.

૬. જે કોઈમાં મોટાઈ જણાશે તેનામાં મોટાઈને ઓળખીને અમે તેને માન આપીશું અને જેઓ આત્મિક બાબતોમાં અમારાથી ચઢયાતા હશે તેમને સહાય કરવાને અમે બનતો પ્રયત્ન કરીશું.

સવાલ—આ મંડળમાં દાખલ થવા માટે શું સરતો છે?

જવાબ—ઉપર જણાવેલા નિયમોનો સ્વિકાર કરવો એજ આ મંડળમાં દાખલ થવા માટેની સરત છે. તે તમામ દેશોનાં સઘળા સભાસદોને એક કરવાનું નિયમસરનું એક જોડાણ છે. ઉપલા છ નિયમો ઉપરાંત એ મંડળમાં કાંઇ પણ ખાસ માન્યતાઓ અને કાયદાઓ કે ફરજયાત કરાર જેવું કશું નથી.

આ મંડળ કે જેમાં આ દુન્યાના હરેક ધર્મોને લગતા સભાસદો છે, તેઓ ફક્ત હરેક પ્રજાના સઘળાઓ સાથે એક થવાને આતુર

છે, અને જગદ્ગુરૂની નજદીક આવતી પધરામણીની આ ઉમેદમાં જેઓ જોડાયલા છે, અને તેમના માર્ગને બની શકે તેટલો સરલ બનાવવાને જેઓએ ઠરાવ કીધો છે, તેઓ જ્યારે તે નામવર પધારે ત્યારે તેમને ઓળખવાને લાયક થાય એવી રીતે જીંદગી ગુજારવા માંગે છે.

જગદ્ગુરૂ તમામ દુન્યાંની પ્રજા માટે પધારનાર છે. અને તેથી આ મંડળે તમામ દુન્યા પર ફેલાવો કરવાની ધારણા રાખી છે એવી મતલબે કે જેઓ એ સામાન્ય આશા ધરાવીને દાખલ થવાની ખાહેશ રાખતા હોય તેઓ એ મંડળની બહાર રહી જવા પામે નહિ. આ મંડળ સઘળા માટે આવકારદાયક છે, કારણ કે તેઓ સઘળાં તે મહાન સાહેબની નજરમાં આવકારદાયક છે.

સવાલ—પણ તમોએ આગળ જણાવ્યું તેમ તે નામવરના ઉપદેશોથી જો તેમનો પયગંબરી દાવો કબુલ રખાય, તો પછી તેમની પધરામણી જાહેર કરવાને અને તેમનો માર્ગ ખુલો કરવાને આવા એક પૂર્વના તારાના મંડળની શું જરૂર છે?

જવાબ—એક શિક્ષણ વિષે વાજબી અનુમાન બાંધવામાં આવે તે અગાઉ ચોક્કસ શરૂઆતની શરતો જરૂરની છે. જગદ્ગુરૂ જ્યારે પધારે ત્યારે અલબતાં તેમને સારો આવકાર મળવો જોઇએ, કારણ કે ગમે તેવા મહાન ગુરૂ પણ લોકોની આંધળી તાસુબી અને કમસમજથી ઉત્પંન થતા ધીક્કારની સામે પોતાનો પયગંબરી દાવો કબુલ કરાવવામાં તદન ફતેહ પામતા નથી. તે નામવરના ઉપદેશોથી ઘણી લાંબી મુદતે કદાચ તેમની પવિત્ર હાજરી આપણી નજરેથી પાછી ગુમ થયા પછી તેમની લાયકાત કબુલ રખાશે. જીસસે કહ્યું છે કે: "એક પયગંબરને તેના પોતાના વતન અને તેના પોતાના દેશ સિવાય બીજે સ્થળે ઠેકાણે માન મળે છે."

"ભવિષ્યમાં તો સ્વિકાર થશેજ; પણ આ વખતે ખુદ તેમની હૈયાતીમાંજ સ્વિકાર થવાની વધુ જરૂર છે."

છેલ્લી વાર જ્યારે તે નામવર પધાર્યા હતા ત્યારે કદીબી એક માણસ જાત ઉપદેશ નહિ આપી શકે તેવો ઉપદેશ આપ્યો હતો; છતાં લોકોએ તેમની મશ્કરી કીધી હતી, અને તેમના ઉપદેશોથી તેમનો પયગંબરી દાવો જાહેર કરવાની તક આપી ન હતી; જો કે આજે દુન્યાનો ત્રીજો ભાગ તેમની પુંજા કરે છે. તે વખતે આપણી આ દુન્યાનાં લોકો તે

નામવરનો સ્વિકાર કરવાને લાયક રીતે તૈયાર થયાં ન હતાં તેટલા માટે ફક્ત ત્રણ વરસની ટુંક મુદ્દત સુધી તેવણુ આ દુન્યામાં રહ્યા, અને તે દરમ્યાનમાં તેમની સામેની લોકોની ખફગી એટલી બધી તો જોરાવર થઇ પડી કે તેમનીજ પ્રજાએ તેમને કતલ કરી તે નામવરે ધારણ કીધેલું શરીર છોડી દેવાની ફરજ પાડી. તેઓએ જ્યાંસુધી તે નામવરને કતલ કીધા ત્યાંસુધી તેમનો જાન લેવાની કોશેશ કર્યા કીધી હતી. કારણ કે એવું કહેવામાં આવે છે કે એક પ્રસંગે તે સાહેબ તેઓની નજરેથી ગુમ થઈ ગયા હતા, અને જ્યારે આખરે તેમને લાગ્યું કે તેવણુની વધુ જરૂર તેઓ વચે ન હતી, ત્યારે તે સાહેબે પોતાના શરીરને કતલ થવા દીધું, અને "પોતાને મુકામે" પાછા ગયા.

આ પૂર્વના તારાનુ મંડળ તે નામવરની પધરામણી જાહેર કરી લોકોને તૈયાર કરવા માગે છે.

ઘણુાકોના બાબમાં ખાત્રી કરવાની કોશેશ કરવી ફોકટ છે. જે જરૂરનું છે તે એટલુંજ કે લોકો ફક્ત ધ્યાનથી તે નામવરને સાંભળે, અને ખોટી અફવા કે માની લીધેલી તાસુબીથી નહિ પણ તે નામવર ખરેખર કાંઇ કહે અને જે કંઇ કાર્ય કરે, તે ઉપરથી તે ગુરૂને વિષે અનુમાન બાંધવાને થોભવું જોઇએ.

સઘળા સાધારણ માણસો તરફથી ખાસકરીને તે નામવરના પોતાના ધર્મના લોકો તરફથી વિરૂદ્ધતા ઉભી થશે. અને તેટલા માટે પૂર્વના તારક સંઘના સભાસદો જેબી કાંઇ વિરૂદ્ધતા હમણા તેઓ સામે ઉભી થાય તે સ્વિકારી લેવા માગે છે, કે જેથી જ્યારે તે નામવર આ દુન્યામાં પ્રગટ થાય ત્યારે કદાચ તેમની સામેની વિરૂદ્ધતા કાંઇક ઓછા પ્રમાણુમાં જાહેર થાય. તે સભાસદો તે નામવર ઉપર કદાચ જે ફટકા પડે તે ફટકા પોતે ઝીલી લેવા માગે છે; કેટલીક વિરૂદ્ધતા તેઓ ઉપરજ અને તેઓની મંડળી ઉપરજ ખલી થઇ જાય, કે જેથી તે નામવરને પોતાનો પેગામ જાહેર કરવાને તેમજ પોતાનું કાર્ય બજાવવાને કાંઇક વધુ શાંતી મળે, અને તેમનો ઉપદેશ તેમનો પયગંબરી દાવો કબુલ રખાવે.

વળી આગમચથી ઘણી પ્રજાઓ અને ઘણા મુલકોમાંથી સાથે એકઠાં કરીને લોકોના આવા એક જમાવને આગમચથી તૈયાર કરવાથી, એવી આશા રાખી શકાય છે કે તે નામવરની આસપાસ આવો બચાવ રાખવાથી

સઘળી શત્રુતા સામે તેમના શરીરનો અમો બચાવ કરી શકીએ, કે જેથી જ્યારે તે સાહેબ આ દુન્યાને આશીશ આપવા બીજીવાર પધારે ત્યારે તેવણ વધુ વાર આ ખાકી દુન્યામાં રહી શકે, જેબી મુલકમાં તેવણ પધારે ત્યાં તે નામવર કોણ છે તે કોઇબી જાણી શકે. અને તેમના મહાન કાર્ય વિષે કાંઇપણ સમજી શકે.

**સવાલ**—પણ આ નિયમો ખાસ શા માટે ચુંટી કાઢયા છે? તે દરેક નિયમો માટે તમો કાંઈ સમજાવી શકશો?

**જવાબ**—આ નિયમોમાં આપણને સમજાવવા માટે અને દરરોજ અમલમાં મુકવા માટે ઘણી ઉંચી નેમો સમાવવામાં આવી છે.

આપણે તે નિયમો ફકત ચોકકસ પ્રસંગો ઉપરજ બોલી જવાના નથી પણ આપણા પોતાના નિયમો તરીકે, આપણી ચાલચલણના રોજના કાયદા તરીકે તેમને અમલમાં મુકવાના છે.

૧. આ મંડળ એવાઓનું બનેલું છે કે જેઓને એક જગદગુરૂની પધરાણી માટેનો તેઓના યકીનતો બધે ફેલાવો કરવા માટે તેઓને અત્યાર આગમચના પુરતા પુરાવાઓ મળી ચુકયા છે. આ જાતનું યકીન કુદરતી રીતે ઉભું થાય છે, અને તેથી તેને માટે કાંઇ દેખીતા અને જડ પુરાવાઓ જોઈતા નથી, તેમ તે કોઇ ઉપર જબરીથી ઠસાવી શકાતું નથી. જો કે એક જગદગુરૂની પધરામણી માટે મનશકિતથી સ્વિકારી શકાય એવી સામાન્ય દલીલો સમજી લેવાની જરૂર છે.

આ મંડળ તે **મહાન ગુરૂ** કોણ છે, કયાં છે, કયારે અને કેવી રીતે આ દુન્યામાં દેખાવ દેશે તે કહેવાને બંધાયલું નથી, પણ આ બાબદ ઉપર પોતાનું ગમે તે મત બાંધી લેવાને દરેક જણા છુટાં છે, જો કે તેણે એવી રીતે જીંદગી ગુજારવી જોઇએ કે જેથી જયારે તે સાહેબ પધારે ત્યારે તેમને ઓળખવાને તે લાયક થાય. તે ગુરૂ જ્યારે પધારે ત્યારે તેવણને પીછાણવાની રીત આગળ આપણે જોઈ ગયા છીએ.

૨. વિચારનું કાર્ય આ ખાકી ભુવન ઉપરજ કાંઇ અટકતું નથી. કારણકે જ્યારે બી આપણે દુરના કે નજદીકના, આ કે પેલી દુન્યાના કોઈબી માણસનો વિચાર કર્યે છીએ ત્યારે તેની સાથે સંબંધમાં આવીને કાંઇબી રીતે તેને અસર કરવા પામ્યે છીએ, અને જયારેબી આપણા વિચારો નીચલી દુન્યાઓની મોહ માયાઓથી છુટીને વધુ પવિત્ર અને આગળ વધેલા બને છે, ત્યારે મીનોઇ હસ્તીના ઉંચા ભુવનોમાં

વરતી મહાન શકિત તરફ તે જઇ પુગે છે. અને મજબુત આદેશ સાથે જગદ્દગુરૂની પધરામણી માટેના ચાલુ વિચારો વહેતા કર્યે તો તે વિચારો તે સાહેબને પુગે અને એક નાનો માર્ગ ખુલો કરે કે જેની મારફતે તે સાહેબ પોતાના વળતા આશિર્વાદો મોકલી શકે. પછી વળી આપણે એકાકાર થવાને લગતો મીનોઇ કાયદો-જેવું આપણે વિચાર્યે તેવા આપણે થઇએ છીએ, એ આપણે ધ્યાનમાં રાખવાનું છે. એ કાયદાની રૂએ જગદ્દગુરૂનો ચાલુ વિચાર રાખવાથી તેમના અતી ઉંચા ગુણોનો કાંઇક છાપ આપણા જીગરમાં કોતરાઇ રહે છે, કે જેથી જયારે તે નામવર પધારે ત્યારે તેમને આપણે ઓળખી શકીએ એવો સંભવ રહે છે.

"નામ" શબ્દમાં એક ખાસ અર્થ છે, અને કોઇપણ "તે સાહેબના નામથી" કરવું એટલે તેમના મીનોઇ જુસ્સાના પ્રવાહમાં તે કરવું એમ થાય છે. તેથી તેમના નામથી એક કામ કરવું, એ તે નામવર સાથે આ મંડળના સભાસદો જોડાયલા હોવાથી તેમની શકિત જાણે તેઓની મારફતે વહેતી હોય એવી રીતે તે કામ કરવા બરોબર છે. તે એક બશારત છે, જે હમેશાં તાજી અને સજીવન રહે છે. તે ઉપરાંત "તેમના નામથી કરવું" એનો અર્થ નિષ્કામ કર્મ કરવા બરોબર છે. દરેક કર્મનું તેનું પોતાનું ફળ હોય છે, અને એક જુસ્સાદાર ભકત, માણસ જાતની સેવા માટેની પોતાની હોંસથી સારાં કર્મનો જથો એકઠો કરવાની વળણ ધરાવે છે, અને તેથી જેવી રીતે એક ખરાબ માણસ આ ખાકી દુન્યા સાથે લોખંડની સાંકળથી સીકડાઇ જાય છે, તેવી રીતે તે ભકત આ દુન્યાની સાથે સોનાની સાંકળથી બંધાઇ જાય છે. તેટલા માટે તે સાહેબના નામથી જાતી ભોગે અને નિષ્કામ કર્મથી સારાં કામો કરવાં તે પ્રવૃતિમાં નિવૃતિ કરવા બરોબર છે, અને મીનોઇ વધારાનો એકલો માર્ગ તેજ છે, કારણકે આવા કર્મોની લાયકાત મીનોઈ દરજજામાં ફેરવાય છે.

આપણે ફકત આપણાથી બનતી સેવા આપવી જોઇએ. "જો તમો તે સાહેબના થવા માગતાં હોવ, તો તમોએ તમારા સાધારણ કામકાજો પણ બીજાઓ કરતાં વધારે સારાં કરવા જોઇએ, કારણકે તમારે તે પણ તે સાહેબને ખાતર કરવાનાં છે." અને તમારે તે દરેક કામ કરતી વખતે પુરતું ધ્યાન આપવું જોઇએ, કે જેથી તે તમારૂં સૌથી સરસ કામ થઇ પડે.

"જેબી કાંઇ કામ તમો કરો તે ખરાં દીલથી કરજો. કારણ કે તે કામ માણુસની સેવા માટેનું નહિ પણ તે સાહેબની સેવા માટેનું

છે." સંપૂર્ણ કામ એ આપણી હંમેશની નેમ હોવી જોઇએ, કારણકે જ્યારે આપણે આપણું કામ સંપૂર્ણતાથી કર્યે છીએ, ત્યારે ભવિષ્યનાં વધુ સારા કામ માટે લાયક થવાને આપણે આપણને પોતાને સંપૂર્ણ બનાવ્યે છીએ.

તે ઉપરાંત, તારક મંડળનું કામ આપણી દરરોજની જીંદગીને આપણે લાગુ પાડતાં શીખવું જોઇએ, અને જીંદગીના ધર્મો સંબંધી અને દુન્યાઇ કામકાજોને જુદા વિભાગોમાં વહેંચી નાંખવા ન જોઇએ. ભગવદ ગીતામાં શ્રી કૃષ્ણ કહે છે: "જેબી કાંઇ તું કરે, જેબી કાંઇ તું ખાય, જેબી કાંઇ તું અર્પણ કરે, જે પણ તું કાંઇ આપે, જે પણ તપ તું કરે, તે સઘળું ઓ કુન્ટીના પુત્ર, તું મનેજ અર્પણ કરતો હોય તેમ કરજે." આ રીતે આપણી દરરોજની જીંદગીનાં ગમે તેવા નજીવાં કે પળભરનાં આપણા સઘળાં કામો તે સાહેબને અર્પણ કરવામાં આપણી સંપૂર્ણ જીંદગી સમાયલી છે. કોઈ પણ કામ તારક મંડળના કામની બહાર જોઇએ નહિ. કોઇપણ તે સાહેબની સેવા સાથના સંબંધ વગરનું હોવું જોઇએ નહિ.

૩. તે સાહેબની પધરામણી માટેની તૈયારીના "મુકરર કામ" માટે પુષ્કળ વીગતો આગળ જણવવામાં આવી છે. તેમની આમદની બાબત ઉપર અભ્યાસ કરવો અને ઉમદા ગુણોના જ્ઞાનથી અંતરની તૈયારી કરવી, તેમનો પેગામ આસપાસ ફેલાવીને તેમને માટે આવકાર, માન અને પ્યારનું વાતાવરણ ઉભું કરીને બહારની તૈયારી કરવી, અને આ બાકી દુન્યામાં તેમના નામે કાંઇક મુકરર, ઉપ્યોગી સેવા બજાવવી.

૪. મંડળના નિયમોમાં જે ઉમદાપણાને માટેના ત્રણ સદગુણો ઉપર ખાસ ભાર મુકવામાં આવ્યો છે, તેમાંનો પહેલો ભકિતભાવ છે.

ભકિત એ કાંઇ લાગણીનો જુસ્સો નથી, જો કે ઘણાક ભાવિક માણસોને જુસ્સાદાર થવાની ટેવ હોય છે, અને તેથી તેઓ પોતાના મનમાં સંતોષ માની લે છે. તેઓએ યાદ રાખવું જોઇએ કે "મહેનત કરવી એ બંદગી કરવા બરોબર છે." અને તેજ વખતે તેઓએ આ પણ ભુલવું ન જોઇએ કે "સારી રીતે કામ કરવું એ સારી રીતે બંદગી કરવા બરોબર છે." "સ્વાર્થિ ભકતની જીદગીમાં કાંઈ સાર્થક હોતું નથી. જે માણસ પોતાની જીંદગીમાં મુકરર કીધેલું કામ બજાવતો નથી તેની જીંદગી ફોકટ જાય છે." ભકિતનો સાધારણ અર્થ બંદગીના કામમાં સમા-

થતી પવિત્રાઇને બંધબેરતું ખોદા તરફનું માન, પ્યાર અને લાગણી એવો થાય છે. તે લાગણીનો બહાર પડતો પ્રવાહ છે, કે જે ખરેખર જગતને લગતી એક શકિત છે, અને જે ઉંચા ભુવનો ઉપર ઘણા બહોળાં પરિણામ ઉપજાવે છે. પણ અંહિઆં એ શબ્દ માણસ જાતની જીંદગીની એક ધારેલી નેમ-જગદગુરૂની સેવા-માટે અર્પણ કરવાની મતલબે વાપરવામાં આવ્યો છે. તે નેમ પુરેપુરી સમજવા અને બર લાવવા માટે એક માણસે પોતે અને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેવાનું છે. તે ગેબી શકિત છે, કે જે આપણને પવિત્ર બનાવે છે, અને જીંદગીની ફરજ્યાતો સમજવા માટેની શકિત આપણને આપે છે. આપણને અંગત તાસુબીઓથી દોરવાયા વગર ખરી જરૂરની અને બીનજરૂરની ચીજો ખુલ્લી રીતે સમજતાં શીખવે છે, અસત્ત ઉપરથી સત્ત તરફ આપણને દોરવે છે; અને આપણને એવી હાલત ઉપર લઇ જાય છે કે જયાં ઇશ્વરી સત્તા ચાલે છે, અને તર્કબુધ્ધીની જગ્યા અંતરપ્રેરણા લે છે.

પણ પ્યાર વગર ભકિત ઉત્પંન થઇ શકતી નથી. જ્યારે આપણા કરતાં ઉતરતાંઓ તરફ પ્યાર દેખાડવામાં આવે ત્યારે તે દયા, માયા કે પરમાર્થ કહેવાય છે; આપણાં બરોબર્યાંઓ તરફ દેખાડવામાં આવે ત્યારે તે દોસ્તી કે મહોબત કહેવાય છે; આપણા કરતાં ચઢતે દરજ્જેના તરફ દેખાડવામાં આવે ત્યારે તે માન, પુજ્યભાવ કે ભકિતભાવ કહેવાય છે. જો આપણા કરતાં ચઢતે દરજજેનાઓ તરફ આપણે ભકિતભાવ ધરાવ્યે તો જયારે તે સાહેબ પધારશે ત્યારે આપણે તેમની તરફ ભકિતભાવ ધરાવી શકીશું. આ રીતે ભકિત એ સાધારણ પ્યાર કરતાં કાંઇક વધુ છે; જ્યારે મહોબતને એટલે ઉચે દરજ્જે લઇ જવામાં આવે કે તેમાંથી સઘળો સ્વાર્થ જતો રહે છે ત્યારે તે ભકિત કહેવાય છે. જો ભકિતથી આપણે તે સાહેબની પધરામણીને ટેકો આપવા માંગતા હોઇએ તો તે ભકિતમાં જાતી ભોગનો જુસ્સો, આપણને જે સઘળું વ્હાલું હોય તે સઘળું તજી દેવાની હોંશ અને સઘળા અંગત લોભ લાલચોનો ત્યાગ સમાયલાં હોવાં જોઇએ. તે નામવરે આગળ જણાવ્યું છે કે "જે મારા કરતાં પોતાના માત પીતાને વધારે ચાહે છે, તે મારે લાયકના નથી." અને જો આપણે ભવિષ્યમાં તે સાહેબની ખરેખરી સેવા બજાવવા માગતાં હોઇએ તો આવા ભકિતભાવની જરૂર છે.

ભક્તિભાવ ચેલાને ગુરૂ સાથે જોડી આપે છે, જેથી તે મહાન ગુરૂની જીંદગી ચેલાની જીંદગીને જોર આપે છે, અને તે સાહેબના બળવાન વાઇબ્રેશન્સ તેને પવિત્ર કરે છે, અને તે ગુરૂના ઉંચા મીનોઇ ગુણો તે ચેલામાં પ્રગટ થઇને તેને ચઢતા તબક્કા પર લઇ જાય છે, અને વખત જતાં તેને સંપૂર્ણ રીતે ફેરવી નાંખે છે.

આપણા નિયમો ઉપર મક્કમપણે અમલ કરવામાં, આપણી નેમોને મક્કમપણે વળગી રહેવામાં, અને મનને મજબુત રાખવામાં પુરૂં મક્કમપણું સમાયલું છે. આપણા નિયમોને અમલમાં મુકવાને અને આપણી નેમ બર લાવવાને આતુરતા અને સ્થિર જોરદાર ધારણાની જરૂર છે. દોસ્તીમાં વફાદાર રહેવું, ધારેલી નેમને વળગી રહેવું, દરેક મુશ્કેલીઓ અને દરેક કસોટીઓની સામે મક્કમ ઠરાવથી ટકી રહેવું, કોઇબી જાતની હાર વખતે શાંત રહેવું, આ સઘળા ઈશ્વરી ગુણો છે. અને માત્ર ઘણા જુજ જીવો આવા સંજોગોમાં ટકી શકે છે, અને મીનોઇ ફતેહ મેળવે છે. એવી વખત શક, મુશ્કેલી અને લાલચની એવી પળો ઉભી થશે કે જ્યારે આપણી હિંમત તુટી જશે, અને આપણી આશાઓ ઝાંખી પડશે, પણ એવી વખતેજ આપણા મક્કમપણાની કસોટી થાય છે. ભક્તિના આપણા લાગણીભર્યા જુસ્સા અને આપણી નાજુક મીનોઇ લાગણીની ખીલવણીને મક્કમપણાંના સખ્ત ગુણથી બરોબર રીતે સમતોલ રાખવાની જરૂર છે; નહિ તો તે લાગણીઓ હલકા રૂપમાં ફેરવાઇ જાય છે. જાહેર મત અને ટકોરની સામે ટકી રહેવાને મક્કમપણાની હાલ ખાસ જરૂર છે, અને લોકો તરફની બેપરવાહી અને વિરૂધ્ધતાજ માત્ર નહિ પણ તીરસ્કાર વટીક ખમવો પડે છે કે જે કામ ખરેખર ઘણું મુશ્કેલ છે.

જગદ્દગુરૂ જ્યારે આ દુન્યામાં પધારે ત્યારે તેમને ઓળખવા માટે જે ત્રીજો ગુણ ખીલવવાનો છે તે નમ્રતાનો ગુણ છે. પવિત્રાઇને લગતાં પુરાતન ચીનાઇ ધર્મપુસ્તક "તાઓ-તેહ-કીંગ"માં જણાવે છે કે "મારી પાસે ત્રણ કિંમતી ચીજો છે કે જેઓને હું અમુલ્ય ગણું છું, અને તેઓને હું મજબુતીથી વળગી રહું છું, તેમાંની પહેલી નમ્રતા છે." જીંદગીની મોટાઇ બહારની દોલતથી નહિ પણ અંતરની દોલતથી મળે છે, અને ગરીબી, નમ્રતા અને ઘણું દુખ ખમવામાં ખરી મોટાઇ સમાયલી છે. આ દુન્યામાં નમ્રતાનો

સંબંધ નબળાઈ, સુસ્તી અને લાગણી સાથે જોડવામાં આવે, પણ ઉંચા ભુવનો ઉપર તે ઘણો કિંમતી ગુણ ગણાય છે, અને ખુદ મસ્તાનું મન હોવાથી પોતાના કાર્યોમાં ઘણો ઝડપી અને ચંચળ હોય છે.

એક ખરો મોટાઈ જીવ નમ્ર, શાંત, ગરીબ અને દીનતાભરી હોય છે. જે **સાહેબના** આવવાની આપણે ઉમેદ ધરાવીએ છીએ તેવણ **માયા** અને **દયાના** સાહેબ છે. તેમને તુચ્છકારવા છતાં તેવણે વળતા કોઈને તુચ્છકાર્યા ન હતા; અને તેટલા માટે તેમની આમદના સવાલ ઉપર પણ નમનતાઈ અને સહનશીલતા દેખાડવી જોઈએ. કારણ કે સહનશીલ માણસો માટે પણ નમ્રતામાં સહનશીલતા સમાયલી છે. જો આપણે આ મોટી આશા જે આપણામાં બરપા થઈ છે, તે માનવાને અને સમજવાને બીજાઓને મદદ કરવા માંગતા હોઈએ તો આપણે ખરે-ખરા નમનતાઈવાળા બનીને આપણા વિચારો જબરીથી તેઓ ઉપર ઠસા-વવા જોઈએ નહિ. આપણે બીજાઓની રીતે દુન્યાને જોવી જોઈએ, તેઓની મોટી જરૂરયાતો જોઈને તે જરૂરીયાતોમાં તેઓને મદદ કરવી જોઈએ, અને આ પ્રમાણેના આપણા સહકારથી પ્યારભરી દીલસોઝી અને નમ્રતાથી જેઓ બીજા સંજોગોમાં આપણી ઉપર અવિશ્વાસથી જોતા હોય અને તે નામવરનો અસ્વીકાર કરતા હોય તેઓનો વિશ્વાસ જીતી લેવો જોઈએ.

૫. દરરોજ સવારે તે સાહેબને માટે આપણે નવો દિવસ હિંમતથી ગુજારવાને જાગરૂત થવું જોઈએ, અને દરરોજ સાંજે પુરેપુરાં યકીનથી વીચાર મારફતે તે આખા દિવસનું કામ તે નામવરના કદમો પર મુકવું જોઈએ. દરેક ચીજ જે આપણે તે સાહેબને ખાતર અથવા તેમના નામથી કરીએ તે બીનસ્વાર્થી હોવી જોઈએ, અને જો આપણા મનમાં તેમની ચાલુ યાદ આપણે રાખીએ, તે સાહેબની સેવામાં આપણે તમામ અર્પણ થઈ જઈએ, તો મંડળમાં જે બળ વધતું જાય છે, તેને મદદ અને ટેકો મળે છે. જ્યારે આપણા સઘળાં કામો ઉપર તે સાહેબના આશિર્વાદ માંગતાં જે માર્ગે તેઓ વળતી દુઆ મોકલે છે, તે માર્ગ વધારે બહોળો થતો જાય છે, અને આપણને બશારત મેળવવાને વધુ શકિતવાન કરે છે, અને દરરોજ સવારે આપણાં કામની યોજના નક્કી કરવાને અને દરરોજ સાંજે કીધેલાં કામો તપાસી જવાને આપણને શકિત આપે છે.

વળી, તે નામવર ઉપરનું ધ્યાન અને તેમના આશિર્વાદ માટેની મુરાદ આપણા કામની બાતેન બાજુનો એક ભાગ થઇ પડે છે અને જેમ આપણે અતી ઘણો ભકિતભાવ દેખાડતાં શીખ્યે, તેમની સેવા માટે આપણી જીંદગીના તમામ ક્ષણો પસાર કર્યે, અને તેમના નામથીજ દરેક કાર્યો કર્યે, તો આપણા જાહેરનાં અને બાતેનનાં કાર્યો એક થઇ જાય છે.

૬. આપણે મોટાં માણસોને વખોડી કાઢવાની આપણી વલણને અટકાવવી જોઇએ. આપણા કરતાં જે વધુ ઉમદા, વધુ મોટાઇભર્યું હોય છે તેના તરફ માન દેખાડવાને શરમાઇએ છીએ, અને હાલના વખતમાં તેમને ધીક્કારવાની અને વખોડી કાઢવાની એક ફેશનજ થઇ પડી છે. માન આત્માની શકિતઓને જાગરૂત કરે છે, અને જે કાંઇ ઉમદા છે તેને વખાણવાની શકિત ખરેખર રીતે ઉમદા બાશ્યત ખીલવવાની શકિત થઇ પડે છે, કારણ કે જ્યારે આપણે એક ઉમદા ચીજનો સ્વિકાર કર્યે છીએ, ત્યારે તે સ્વિકારથીજ આપણે તેના જેવાં થઇએ છીએ.

વળી આપણે આગળ જોઇ ગયા છીએ કે એક મહાન મીનોઇ હસ્તીની હાજરી માણસ જાતના સારા અને માઠા ગુણોને પ્રગટ થવાની ફરજ પાડે છે અને તેટલા માટે સંભાળ અને ધીરજ ભરી તૈયારી જરૂરની છે. કાંઇક પણ આગમચથી કીધેલી તૈયારી કે તાલીમ વગર તે ગુરૂઓના ગુરૂના ઓરેહમાં એકદમ જઇ પડવું આપણે માટે ખચીતજ ઘણુંજ જોખમ ભર્યું છે. જેઓ મીનોઇ શકિત ધરાવતા હોય તેઓની મોટાઇ ઓળખીને, તેઓની સાથે સહકાર થવાની કોશેશ કરવાથી મીનોઇ વૃધ્ધિના માર્ગ ઉપર જેઓ આપણા કરતાં આગળ વધેલા છે, તેઓના વાઇબ્રેશન્સને આપણે અનુકુળ થઇ પડયે છીએ, કે જેથી રફતે રફતે આપણે ખુદ તે મહાન ગુરૂના પોતાના બળવાન વાઇબ્રેશન્સ સાથે હમસાઝ થઇ શકીએ છીએ.

હાલના જમાનામાં મનશકિતની મોટાઇ હાલની પ્રજાનો મુખ્ય ગુણ છે. અને તેટલા માટે જો કદીએ તે તરફ માન ઉત્પન્ન થાય છે તો તે માન કવીઓ, ચીતારાઓ, શિલ્પશાસ્ત્રીઓ અને સંગીત વેત્તાઓ જેવા બુધ્ધીમાન માણસો તરફ તે ખેંચાય છે; પણ નવા જમાનામાં મીનોઇ બળ ધરાવનારા માણસો ફરીથી માણસોની સાથે ભેળાવાને આપણી વચ્ચે દેખાવ દેશે. અને જો આપણા મનની વળાણ બરાબર નહિ હશે તો આપણને તેઓથી હંમેશાં અલગ રહેવાની ફરજ પડશે. ખરેખરી ઉંચ અને મીનોઇ

સંપૂર્ણતા ધરાવનારાઓ કરતાં ઉતરતાંઓ તરફ પણ માન દેખાડવાની શરૂઆત આપણે કરવી જોઇએ, અને તેઓમાં કોઈ કદાચ કાંઈ ખામી જણાય તો તે બાજુએ રાખી તેમના ઉંચ સદગુણો તરફ આપણે માન દેખાડવું જોઇએ. આ રીતે કોઇની પણ તરફથી પ્રગટ થતી મોટાઇ તરફ માન દેખાડવાની વળણ ખીલવવાથી જયારે તે સાહેબ પધારે ત્યારે આપણે તેમને ઓળખવાને શકિતવાન થઇશું.

**સવાલ**—એ સોસાયટીને **પૂર્વના તારાનું મંડળ** એવું નામ આપવાનું કારણ શું? **તારા સાથે** એ મંડળને સંબંધ શું છે?

**જવાબ—એ મંડળની** નિશાની તરીકે એક પાંચ ખૂણાનો તારો પૅન્ડન્ટ, પીન કે બ્રુચના આકારમાં એ મંડળના સભાસદોને બને ત્યાં સુધી પહેરવાની અરજ કરવામાં આવે છે. એ તારો પાંચ મીનોઇ સચાઇના અલંકાર રૂપે છે.

૧. દુન્યાના રાજાનું ચિન્હ.

આગળ જણાવેલા મહાત્માઓના મંડળના મહાન વડા જેવણ આ દુન્યાના પ્રગટીકરણ ઉપર અખત્યાર ધરાવે છે, જેવણ સુર્ય દેવતાના હાથ હેઠળ આ પૃથ્વીના મહાન સત્તાધારી છે, જે ચાર કુમારોમાં સૌથી મોટા છે, તેનું એ ચિન્હ અને નીશાની છે. આશરે પાંસઠ લાખ વર્ષની વાત ઉપર ત્રીજી મુળ પ્રજાના વચલા વખતમાં આ દુન્યામાં શુક્રના ગ્રહ ઉપરથી કેટલાક મહાન આત્માઓ ઉતરી આવ્યા હતા, કે જે ગ્રહ આપણી દુન્યા કરતાં પ્રગટીકરણમાં અતી ઘણો આગળ વધેલો છે. તેઓના આગેવાનને હિંદુ શાસ્ત્રમાં સનત કુમાર યાને જાવેદાનના પવિત્ર જુવાન કહેવામાં આવે છે, અને તેમની સાથે સનનદન, સનક અને સનાતન નામના ત્રણ મદદનીશો અને બીજા આશરે પચીશ રૂહીઓ આવ્યા હતા. આ મહાત્માઓ જેઓ આતશના સાહેબો કહેવાય છે તેઓમાંના ઘણાક આપણી પૃથ્વિની મીનોઈ વૃદ્ધિને મદદ કરવાનું કામ લાંબા વખત અગાઉનું પુરૂં કરીને અહિંથી પસાર થઇ ગયા છે, પણ તેઓના વડા પોતાના કામ ઉપર હજી મોજુદ છે, અને તેવણ આપણી પૃથ્વિ ઉપરનાં સઘળાં પ્રગટીકરણ ઉપર કાબુ ધરાવે છે અને તેને દોરવે છે અને પાંચ ખુણાવાળો તારો તેમનું ચિન્હ હોવાથી જ્યારે આપણે "પૂર્વનો તારો" એમ બોલ્યે છીએ ત્યારે આપણે તેમના નામને યાદ કર્યે છીએ.

૨. **જગદ્ગુરૂ**ના આવવા માટેનું ચિન્હ.

પૂર્વનો તારો બાઇબલમાં આવેલી ત્રણ દાનાવ માણસો, ત્રણ મહાન રાજાઓ વિષેની વાર્તાની આપણને યાદ આપે છે, કે જેઓ આકાશમાં તારાની નીશાની જોઇને તેને એક પયગંબરના જન્મ માટેનાં ચિન્હ તરીકે ઓળખીને જીસસ આગળ આવ્યા હતા, અને જણાવ્યું હતું કે "અમે પૂર્વમાં તેના તારાને જોયો છે, અને તેની ભક્તિ કરવા આવ્યા છીએ." આપણને એવીજ વાર્તાઓ દુન્યાના સઘળા પયગંબરો વિષે મળે છે, અને જેવી રીતે તેઓના શિક્ષણો મુળમાં એક મળતાં છે, તેવીજ રીતે આવી વાતો મળતી આવે છે. સાધારણ માણસ કરતાં જયારે કોઈ મહાન જીવ આ દુન્યામાં જન્મ પામે છે, ત્યારે એ તારાની રોશની તેના જન્મની જગ્યા ઉપર પ્રકાશે છે, અને એક ખુશાળી ભર્યું આકાશી ગાયન કુદરતમાં પ્રગટી નીકળે છે. આ રીતે પૂર્વનો **તારો** એક પયગંબરના આવવાનું ચિન્હ છે, કે જેના માર્ગ ઉપર દુન્યાના રાજનો તે તારો પ્રકાશે છે. જેમ પૂર્વના તારા તરીકે બામદાદનો સેતારો સુર્યના ઉગવાની ખબર આપે છે, કે જે ઉગ્યા પછી આખા પૃથ્વિ ઉપર પોતાની રોશની ફેલાવે છે, તેમજ **પુર્વના તારાનું મંડળ** દુન્યાનાં અજ્ઞાનપણાને રોશની આપવા માટ માનોઈ સુર્ય યાને એક પયગંબરના પ્રગટ થવાની ખબર આપે છે.

આ તારો તે નામવરના મંડળની પસંદ કરેલી નીશાની છે, કારણ કે તે મંડળનું કામ તે સાહેબ માટેનો રસ્તો તૈયાર કરવાનું છે, અને પુર્વમાં તેના તારો જોવો એટલે એક પયગંબરની નજદીક આવતી પધરામણી માટે જાણીતાં થવા બરાબર છે, અને તે તારો પહેરવાથી તેમના આવવા વિષેની મુંગી ગવાહી જાહેર થાય છે.

૩. દીક્ષાનું ચિન્હ.

તે મહાન દીક્ષાઓનું ચિન્હ છે, કારણ કે જયારે એક ઉમેદવાર માણસ તરીકે પ્રગટીકરણના ચઢતા તબકકા ઉપર આગળ જણાવેલા પવિત્રાઈના માર્ગ ઉપર દીક્ષાના દરવાજા આગળ દાખલ થાય છે ત્યારે તે તારો જે **મહાત્માઓના મહાન મંડળના વડાનું** ચિન્હ છે તે, જે **એક દીક્ષા આપનાર**ના નામથી સઘળી દીક્ષાઓ આપવામાં આવે છે તેની પસંદગી તરીકે તેનાં માથા ઉપર પ્રકાશે છે. જયારે દીક્ષાનો એ તારો આ

રીતે પ્રકાશે છે. ત્યારે તે કાંઇ તે નામવરની ઇચ્છાથી ત્યાં મોકલવામાં આવતો નથી, કારણ કે તે તો ત્યાં હંમેશા મોજુદ છે. તે નામવરનું બળવાન ખોરેહ, તેની શકિતની અસર આખા પૃથ્વીમાં પેવસ થયલાં છે અને તેની આસપાસ વીંટળાયલાં છે. પણ જયારે તેના પોતાના કોઈ કામ માટે તે પોતાની ગંજાવર શકિતીને કોઈ ચોકસ જગ્યાએ પ્રગટ કરવા ચાહે છે, ત્યારે તે બળવાન ખુરેહનો એક ભાગ તે તારા રૂપે એક પળ ભર પ્રગટ થાય છે.

આટલા માટે તે તારો ખોદાના સર્વવ્યાપકપણાં અને માણસની સંગીન એકયતાનું ચિન્હ છે, કારણ કે આપણે આગળ જોયું તેમ માણસ જાતની ભાઇબંધી એ **પ્યારના તે સાહેબનાં** શિક્ષણનો મુખ્ય ભાગ થઇ પડવાનો સંભવ છે.

૪. માણસમાં રહેલા ઇશ્વરી અંશનું ચિન્હ.

તે માણસમાં રહેલા ઇશ્વરી અંશનું ચિન્હ છે. વિચારો ઉંચ ભુવનો ઉપર આકારો પેદા કરે છે. અને તેથી જયારે એક માણસ એકાગ્ર ચીતે આપણા સુર્ય મંડળના ઇશ્વર તરફ પોતાના વિચારોને ડેરવવાની કોશેશ કરે છે, ત્યારે જો કે તે ઇશ્વરને કાંઇ આકાર ધરાવતો હોવાનો ખ્યાલ કરતો નથી છતાં તેના વિચારો માનસીક ભુવનના પદાર્થમાંથી આકાર ઉત્પન કરે છે અને આવો વિચાર-આકાર કેટલીકવાર બાતેન નજરે જોતાં આસ્માની રંગના પાંચ ખુણાના તારાના જેવો દેખાય છે, કે જે માણસમાં રહેલા ઇશ્વરી અંશનું ચિન્હ છે.

બીજાં ધોરણે જોતાં પણ એ પાંચ ખુણાનો તારો માણસમાં રહેલાં ઇશ્વરી અંશની મતલબ ધરાવે છે. માણસનું ખાકી શરીર ઘણા લાંબા વખત ઉપર હાલની હાલતે પુગ્યું હતું, જયારે હવાઈ શરીરની ખીલવણી તો હજી સંપૂર્ણતા તરફ આગળ વધે છે, અને મનસીક શરીરની ખીલવણી પણ ચાલુ છે. આટલા માટે જે તબકકા ઉપર માણસ જાત હાલમાં છે, તે તબકકા ઉપર માણસમાં રહેલાં ત્રણ ઇશ્વરી તત્વો-આત્મા, બુધ્ધિ અને મનસ માત્ર મનસીક અને હવાઇ શરીર જેવાં બે સાધનોની મારફતે પ્રગટ થાય છે. આ રીતે માણસ પાંચ તત્વોનું બનેલું ગણાય છે, અને તે દર્શાવવાને પાંચ ખુણાનો તારો એ[illegible]ની નીશાની છે.

૫. ઇશ્વરમાં ગુપ્ત રહેલા માણસનું ચિન્હ.

દરેક મહાન મૂળ પ્રજા પોતાના પ્રગટીકરણનાં પરીણામ તરીકે એક ઇશ્વરી માણસ ઉત્પન્ન કરે છે,કે જે એક ખાકી શરીરમાં સમાયલાં લાખો જીવતાં કણોની માફક પોતામાં તે મૂળ પ્રજાના એવા જીવોને ખરેખર સમાવી દે છે, કે જેઓ તેવી લાયકાતે પુગ્યા છે. એક ખાકી માણસની માફક તેનામાં પણ સાત મહાન ચક્રો હોય છે, કે જે દરેક ચક્ર મહાત્મા જેવું હોય છે. અને મનુ અને બોધિસત્વ તે મહાન રચનામાં મગજ અને અંતઃકરણનાં ચક્રોની જગ્યા ધરાવે છે, આ રીતે પાંચ ખુણાવાળો તારો માણસની જાવેદાનની હસ્તીનું ભેદી ચિન્હ છે. તેના પાંચ ખુણા માણસના પાંચ અવયવો—માથું, હાથો અને પગો—દર્શાવે છે, અને તારો પોતે અમર માણસ અથવા સૂર્ય દેવતા તરીકે રજુ થાય છે. માથું ઉત્તર દિશા, પગો દક્ષિણ દિશા અને લંબાયેલા હાથો પૂર્વ અને પશ્ચિમ દિશાનાં ચિન્હો છે.

પણ આ જાહેર જગતની બાજુ ઉપરાંત એ તારાની ચીન્હ વિદ્યાની બીજી માણસાઈ અને વહેવારૂ બાજુ પણ છે. મહાન જગદગુરૂ પોતે પોતાના પ્રકાશમાં તમામ માણસ જાતને સમાવી દેનાર પ્યારના એક મહાન તારા જેવા છે, અને તેથી જે માણસ એ તારો પહેરે, તેણે તે તારાના જેવા થવું જોઇએ—તેણે પોતાની દરરોજની જીંદગીમાં તે તારાના ગુણો અને શકિત ખીલવવાના છે, તેણે તે તારાની માફક હંમેશાં પ્રકાશવું જોઇએ. પ્યાર, દીલસોજી, સહનશીલતા અને સઘળું સમજવાની બહોળી સમજ શકિતની પવિત્ર સફેદ રોશનીથી દીપાયમાન થવું જોઇએ, મનના તરંગોથી અસ્થિર થવાને બદલે તારાની માફક સ્થિર થવું જોઇએ, આખી પૃથ્વિમાં તમામ માણસ જાતના રાહબર થવાની કોશેશ કરવી જોઇએ, અને જેમ સાંજનો તારો અંધારામાં રસ્તો કાપતા મુસાફરને બીજા તારાઓની વચ્ચે ભેળાઈ ગયલો હોવા છતાં ગમે તેવી ઝાંખી રોશની પણ આપે છે, તેવી રીતે તેણે બીજાઓને રસ્તો દેખાડવો જોઇએ.

**સવાલ**—પણ એ મંડળીમાં દાખલ થયા વગર એક નવા પયગંબરના આવવાની હકીકત કોઇ માની શકે ત્યારે ખાસ તારક સંઘના સભાસદ થવામાં ફાયદો શું ?

**જવાબ**—લોકોને તેઓના **અંગત** ફાયદા અને સંતોષને માટે **આ** ઉંચ અને પવિત્ર **મંડળ**માં દાખલ થવાને કહેવામાં આવતું નથી, **પણ** વચ્ચે રહેલા વખતમાં તે મહાન **સાહેબ** આવે ત્યારે તેમના ખરેખરા ઉપયોગી અને વહેવારૂ મદદગાર થઇ પડે તેવી રીતે પોતે કેળવાય એવી ધારણાથી તેઓને સભાસદ થવાને કહેવામાં આવે છે, આટલા માટે તેઓએ આ **મંડળ**માં કાંઇ " મેળવવાને " નહિ પણ " આપવાને " માટે દાખલ થવાનું **છે.** તે **મહાન ગુરૂ**ના આવવા માટેનો પેગામ સઘળી બાજુ ફેલાવીને તેમના **હમકાર થવા** માટે ભવીષ્ય માટે મહેનત કરી રંજ ઉઠાવી તે નામવર વિષે પોતાનાં અંતરની ઇચ્છાથી તેમને વહેલા જાહેર થવામાં મદદ કરવાને અને માણસ જાતમાં મહાન ભાઇબંધી ફેલાવવા માટે **તેઓ** જે કામ કરી રહ્યા **છે** તેમાં આપણી સેવાની સામેલગીરી આપવાને આ **મંડળ**માં જોડાવું જોઇએ.

જ્યારે દરેક માણસ સ્વતંત્રપણે જુદી જુદી રીતે કોશેશ કરે છે, ત્યારે તે પોતાની સામેની મુશ્કેલીઓ દુર કરવાને શકિતવાન થતો નથી, અને પોતાની શકિતઓને ફોકટ ગુમાવે છે. આવી રીતે પ્રત્યેક માણસ એક કામ માથે ઉઠાવવાને જુદી જુદી કોશેશ કરે તે કરતાં ઘણા માણસોનું ભેગું મંડળ પોતાની સામટી કોશેશથી ઘણી વધારે સહેલાઇથી ઘણું ઉપયોગી અને અસરકારક કામ બજાવી શકે છે. એટલુંજ **નહિ** પણ દરેક માણસ ગમે તેવા સાચા દીલથી અને પ્રમાણીક નિય્યાથી કામ કરતો હોય તે છતાં આવું એક **મંડળ** માનોઇ તેમજ દુન્યાને લગતા સંસાર સુધારાના ગુંચવણભર્યા સવાલોનો વધારે સારી રીતે ફડચો કરી શકે. આપણે જોયું છે કે એક નવા **પયગંબરના** આવવા વિષેની માન્યતા સઘળા મોજુદ ધર્મોમાં ફરતી ધરાવે છે. જુદા જુદા ધર્મના જે લોકો આ હકીકત માનતા હોય તે સઘળાઓને ભેગા કરવાની માત્ર આ **મંડળ**ની નેમ છે, જેથી **જગદગુરૂ**નો માર્ગ સહેલો કરવાને સઘળાઓ સામટી કોશેશ કરે, અને **તેમની** તરફથી જીંદગીની રોશની મેળવવાને ઘણા માણસો **તેમના** ચરણે પડવાને તૈયાર રહે.

વળી જે આ **મંડળ**માં જોડાય છે તે એક જીવતી જીંદગીમાં ભાગ લે છે, બલ્કે તે જીંદગીમાં એક સ્વરૂપ જેવો તે પોતેજ થઇ પડે છે, અને પોતાની જુદી જીંદગી કરતાં એક વધારે ઉંચા તબક્કા પર આવે છે. બીજા શબ્દોમાં તેનું હોશ આ હિલચાલના આગેવાનોના હોશ સાથે જોડાઇ જાય

છે, અને તેઓ મારફતે મહોબત અને દયાના તે સાહેબ કે જેમની આમદ માટે આ મંડળની સ્થાપના કરવામાં આવી છે તેમની સાથે એક થાય છે.

આ મંડળી કે જે દુન્યાને તે સાહેબની ખબર આપનારી અને પ્રજાઓને તેમનો પેગામ પુગાડનારી છે, તેમાં દાખલ થવું એ એક ખાસ હક જેવું છે. ઘણાઓને એ મંડળીમાં દાખલ થયા વગર ચાલતું નથી, કારણ કે તેઓએ આગલા જન્મમાં આ મહાન અને ઉંચા કાર્યોમાં પોતાનો હિસ્સો આપ્યો છે. તેઓના મગજમાં તેની યાદ ન હોય, તેમને તે વિષેની ખબર ન હોય, પણ તેઓનું રવાન તે જાણે છે, અને તેઓનાં ઉંચ ભાનમાં તે યાદ જળવાયલી છે. આ યાદદાસ્ત શક્તિ મોજુદ છે, અને તેઓનું હોશ ઉંચ ભુવન ઉપર જાગૃત છે, તેની સાબેતી આ છે કે તેઓ પોતે જાણવા પામે તે અગાઉ આ હિલચાલમાં તેઓ ખેંચાઇ આવ્યા છે અને જે ગુણોને આગળ તેઓ ચાહતા હતા, અને જેની સેવા બજાવતા હતા, તેને માટે તેઓ એકવાર ફરી એકઠા થાય છે. કાયદો તે કાયદો છે, મેળવેલી તકો અટકી શકતી નથી, અને તેઓ પોતાનાં સારાં કર્મને લીધે આવા વખતમાં જન્મ પામ્યા છે.

આ મંડળીમાં સભાસદ થવાનો એક મુખ્ય ફાયદો આ છે કે તેથી સભાસદોને ચોક્કસ મળ સચાઇઓ જેવી કે કર્મ અને પુનર્જન્મનો કાયદો અને માણસજાતની ભાઇબંધી વિષેનું જ્ઞાન મળે છે, કે જે સંતોષ અને આશાવંત કોશેશનું સાધન છે, અને જે વિષેનું અજ્ઞાનપણું ગંચાવ્યત અને નીરાશા તરફ દોરવી લઇ જાય છે. અલબત જ્ઞાનનો સેવામાં ઉપયોગ ન થાય તો તે નકામું છે, અને આ મંડળીના સભાસદ તરીકે થતો જ્ઞાનનો વધારો ખચિતજ વધારે અસરકારક સેવાનું સાધન થઇ પડે છે.

મંડળીની બહારનાઓ તે નામવરની પધરામણી વિષે ન માને અને કદાચ માને તો તે માન્યતાથીજ સંતોષ પકડે, પણ જે "તારક સંઘને લગતું કામ કરે તેજ ખરો તારક સભાસદ છે." અને તારક સભાસદોએ માત્ર તે સાહેબના ચેલાઓજ થઇને રહેવાનું નથી, પણ તેમના પેગામચીઓ થઇને બાતેન અને જાહેર તૈયારી માટે કામ કરવાનું છે. તેઓએ તે સાહેબના શિક્ષણ માટે આગમચથી હમસાઝ થવાની કોશેશ કરવી જોઇએ. જીંદગીના સઘળા તબક્કાઓ ઉપર બિનસ્વાર્થી મદદ આપવાને તેઓએ તૈયાર રહેવું જોઇએ. ભાઇબંધીના ફેલાવા માટે, પોતાના ભાઇબંધોને ખરું મીનોઇ સુખ આપવાને

માટે, અને લોકોની જીંદગીમાં જ્ઞાનની રોશની ફેલાવવાને તેઓએ આગળ પડવું જોઇએ. તે સાહેબ પધારે ત્યારે તેમને ઉપયોગી થવા માટે વહેવારૂ સેવાથી તેઓએ પોતાને તૈયાર કરવાની કોશેશ કરવી જોઇએ, અને આ રીતે એક સભાસદ થવાથી સુસ્તી અને બેપરવાહીના હલકા ગુણોની સામે તેઓનો બચાવ થાય છે.

આખી દુન્યામાં તારક સભાસદો એકસરખાં યકીન અને નેમો ધરાવે છે, અને તેથી કુદરતી રીતે તેઓ દોસ્તીના મજબુત ગાંઠમાં જોડાય છે. આ દોસ્તીમાંથી મહાન સહકાર ઉત્પંન થાય છે, અને તે સહકાર મોટું બળ ઉત્પંન કરનાર એક મોટાં કારખાના જેવું છે, અને તેમાં માણસ જાતને મદદ કરવાને અને રસ્તો દેખાડવાને ખાકી તેમજ મીનોઇ બળનો અખુટ પ્રવાહ સમાયલો છે. તેમ હોવાથી એ મંડળના સભાસદ થવાથી તે બળનો ઉપયોગ કરવાનો અને દુન્યાને રસ્તો દેખાડનાર અને મીનોઈ જ્ઞાન આપનાર એક શકિત થવાનો હક મળે છે.

તારક સંઘના એક પવિત્ર અને આતુર સભાસદનાં અંતઃકરણ કરતાં તે સાહેબને લાયક આ દુન્યામાં બીજી જગ્યા કોઈ નથી, અને એવા થોડા સભાસદો સાથે જોડાવાથી **તેમને** પોતાનું કાર્ય કરવાને એક મધ્યબીંદુ મળે છે, કારણ કે તે સાહેબે જણાવ્યું છે, કે "જયાંબી મારા નામથી બે કે ત્રણ જણ સાથે મળે છે ત્યાં તેઓની વચ્ચે હું હાજર છું." આ રીતે જો કે તેઓ પોતાના ખાકી શરીરમાં પ્રગટ થયા નથી તોપણ દુન્યામાં માણસ જાતની વચ્ચે પોતાનું કામ કરવાને તક શોધતા તેઓ અંહિ હાજર છેજ. અને જયાં એક પવિત્ર માર્ગ મળે ત્યાં પોતાનું જોર અને શકિત રેડવાને તે સાહેબ હમેશ તૈયાર છે. તારક સંઘના સભાસદ થવાથી **તેમની** ખાકી શરીરમાં પધરામણી થવા અગાઉ તેમની આનંદી અસર આપણને મળે છે, તે સાહેબની સાથે કામ કરવાની અનુપમ તક આપણને આપવામાં આવે છે, અને તેમની ચમત્કારી શકિતના પ્રવાહ તરીકે ખરી અને વખાણવાજોગ સેવા બજાવવાની આપણે ફાલે આવે છે.

વળી જ્યારે તે નામવર પ્રગટ થશે ત્યારે તેમના વિચારોની બળવાન ધ્વનીઓ આખો વખત તમામ દુન્યામાં ફેલાતી રહેશે, અને જુદા જુદા લોકો જુદાં જુદાં પ્રમાણમાં તે ગ્રહણ કરીને તેનો ફેલાવો કરતાં રહેશે. તે સાહેબની આસપાસના જુદા જુદા તબકાના સંપૂર્ણ ચેલાઓ અને ગુરૂઓની

મારફતે તે પ્રકાશમાન ખોરેહ અને શકિત ઘણી ઉત્તમ રીતે ફેલાશે. તે ઉપરાંત તેમના હલકામાં હલકા સેવકના મન અને શરીરની મારફતે તેનો ફેલાવો થશે.

જ્યારે તે નામવર પ્રગટ થશે ત્યારે અમે માનીએ છીએ કે તેઓ દુન્યાના દરેક સુધરેલા દેશોની મુલાકાત લેશે, અને જો કે તે વખત અગાઉ તેમને કબુલ રાખવાને ઘણાઓ તૈયાર રહેશે, છતાં તેમના મંડળના સભાસદો આ ખાકી દુન્યા ઉપર તેમનો સ્વિકાર કરવાને અને આવકાર આપવાને અને આતુરતાથી તેમના બોલ સાંભળવાને પહેલા બહાર પડશે. આટલા માટે દરેક શહેર અને ગામમાં આવું એક મંડળ ઉભું થવું જોઇએ કે જે તે સાહેબને મદદ કરવાને તૈયાર રહે અને તેમનો રસ્તો સહેલો કરે.

છેવટે જો એક સભાસદ અંતરની પવિત્રાઈ અને જાહેર બીનસ્વાર્થ કામોથી જગદ્દગુરૂનો ચેલો થવાને પોતે અર્પણ થાય તો તેને પોતાની જીંદગી તદન ફેરવાઇ ગયલી માલમ પડશે અને પોતાની સામે બહોળો માનાઈ અનુભવ ખુલો થતો જણાશે, કારણ કે તેને ગમે તેટલી રંજ ઉઠાવવી પડે તોપણ તે છેવટે કદી નિષ્ફળ જશે નહિ, કારણ કે જીંદગીનાં સઘળા સંજોગોમાં પોતાનું પસંદ કરેલું કામ તે વધુ વાર હવે એકલો કરતો નથી, પણ એક ગેબી ગુરૂ અને દોસ્તની રાહબરી અને આંશિર્વાદ હેઠળ કરે છે. જ્યારે ક્રાઇસ્ટ તરીકે તેવણે છેલો દેખાવ દીધો હતો ત્યારે જોન બેપટીસ્ટ જેણે તેમના આવવાની આગમચથી ખબર આપી હતી તે અને આશરે એકસો વીશ માણસોની એક નાની ટોળકી તેમને ઓળખવા અને સ્વિકારવા પામી હતી, અને જોનના બે ચેલાઓ તે મહોબતના સાહેબના ચેલાઓ થયા હતા. તેથી જો કે જાહેર દુન્યાને પોતાના ઉંડા ડાહપણ અને અથાગ મહેનતથી પોતાની પયગંબરીના પુરાવા તેઓ આપશે તોપણ આપણે આશા રાખીશું કે જે નાનું મંડળ તેમનું કામ ઉપાડી લેવાને બંધાયલું છે તેને એવું જાહેર કરવાને રજા મળશે કે:

**"આ અમારા ગુરૂ અને રાહબર છે."**



## ઉગમણના સેતારાનુ મંડળ.



### પ્રાર્થના.

શ્વેત મહા મંડળના ઓ સાહેબ! દુનિયાના ધર્મોના રક્ષક! આ પૃથિવ ઉપર જ્યાં તારી બહુ જરૂર છે ત્યાં ફરી એક વાર તું પધાર અને જે પ્રજાઓ તારી હાજરીને માટે તલબગાર છે તેઓને મદદગાર થા. સુલેહ શાંતિનો શબ્દ તું ઓચર કે જેથી લોકો કજીઓ કંકાસ કરતાં અટકે; ભ્રાતૃભાવનો સખુન તું બોલ કે જેથી લડતી વઢતી ન્યાતજાતો પોતે એકજ છે એમ જાણે. દેવતાઓ અને માનવીઓના ઓ ગુરૂ! પ્યારના પુર જોશ અને સત્તાના પુર પ્રતાપમાં તું હ્યાં પધાર અને તારી આમદથી રાહ જોતી દુનિયાનું તારણ કર!

